# "વિષેશ વિનંતી."

૧ માનસરોવરના ગજહંસો, જેમ મળેલા નીર અને ક્ષીરમાંથી દુધમાત્રને ગ્રહણ કરે છે, તેમ "શ્રી આનંદ સાગર"ના હંસરૂપી વિવેકી વાંચનારાઓ વાંચીને દુધરૂપી રહસ્ય માત્ર ગ્રહણ કરશે.

૨ સુખદાયક શાસ્ત્રો અને માન્ય મહદ્ ગ્રંથોમાની સર્વોપયોગી બાબતો, સર્વેને સેહેલાઇથી સમજી શકાય માટે, હ્રસ્વ દીર્ઘ અને વ્યાકરણાદિકને વિષે લક્ષ ન દેતાં, સાદાઇથી જેમ વાતો કરીએ છીએ, તેમ જેવું બની શકશે તેવું લખીને હાજર કરવામાં આવશે. તત્ સંબંધી સારગ્રાહિ સજ્જનો નીચે પ્રમાણેઃ—

## * વિનય વાણી સ્વિકારશો.*

મેં મતિ મંદ અજાન ન જાનું, કછુ પદ છંદ ન ગ્રંથ બિચારી,
ગદ્ય ન પદ્ય ન જાનતહું પુનિ શુદ્ધ અશુદ્ધ સકૂં ન સુધારી;
વેદ ન ભેદ ન શબ્દ અશબ્દ, પઢયો નહિં સંતનકે અનુસારી,
કેવળ શ્રીગુરૂકેહિ કૃપાબળ, બાનિ બનાવનકી મતિ ધારી૦— ૧

૩ કહ્યુ છે કે, "કરત કરત અભ્યાસતેં, જડમતિ હોત સુજાન" એમ વિચારીને આ કામ મિત્રમંડળની પ્રેરણાથી શરૂ કીધું છે; પુરતો અવકાશ ન મલવાથી જેવું થયું તેવું નિવેદન કર્યું છે.

---

## * ગ્રાહક થવાને ખુશી હોય તેઓને ચેતવણી. *

૪ "શ્રી આનંદ સાગર" વાસ્તે, માંગણી ઘણી આવ્યા કરે છે માટે મરજી હોય તો માસ ૧૨ સુધીના રૂ ૨) મોકલાવીને નીચે લખેલે ઠેકાણે નામ નોંધાવવા તરત તાગીત કરશોજી. પાછલ રહી જનારને આગલા અંકો મળી શકશે નહીં. કેમકે બાલાંસમા નકલો બાકી થોડી છે ટપાલ્લ ખર્ચ લેશું નહીં

૫. દશ નકલો ખરીદનારને એક નકલ વધારે મળશે અને દશ નકલો ભરાવી આપીને, તેના રૂ ૨૦) જમે કરાવશે તેને, તેના આપેલા ગ્રાહકો કાયમ હશે, ત્યાં સુધી દરસહીને એક નકલ વગર પૈસે મોકલવામાં આવશે. ચોપાન્યું પોચે ત્યારે પોચની સહી આપવા મેહેરબાની કરવી.

ભીમજી વિ૦ પુરૂષોત્તમ.

ઠેકાણું—શેઠ ઠાકરસી મુળજીની હાફીસ કોટમા હમમસ્ટ્રીટ મુંબઈ.

તે સર્વના વાસ્તવિક આત્માને નમઃ એટલે પરમાર્થ આત્મસ્વરૂપે નમું છઊં. ૩

### અર્થ ત્રીજો.

દિવિ એટલે સ્વયંપ્રકાશરૂપ તુર્યા અવસ્થામાં આકાશભૂમૌ આકાશ એટલે અવ્યાકૃત તેની ભૂમિ કેહેતાં રેહાણમાં અર્થાત કારણ શરીરમાં, બહિઃ બાહાર બુદ્ધિવાળી જાગ્રત અવસ્થામાં અંતઃ એટલે અતર બુદ્ધિવાળી સ્વપ્ન અવસ્થામાં ચકારાત્ સમાધિ અને મૂર્છાઆદિ અવસ્થામાં યઃવિભુ જે સમર્થ મે મને વિભાતિ એટલે જાગ્રતાદિ ત્રણે અવસ્થાના ભોગ ભોક્તા અને તુર્યારૂપ સાક્ષિપણાએ ભાસી રહ્યો છે. વળી અવભાસાત્મા એટલે સર્વના દ્રષ્ટારૂપ છે. તસ્મૈસર્વાત્મને એટલે તે સર્વના અધિષ્ઠાન દ્રષ્ટારૂપ આત્માને નમઃ સાક્ષિભાવે નમું છઊં.

### અર્થ ચોથો.

દિવિ એટલે સર્વજ્ઞ પ્રકાશરૂપ ઈશ્વરની કારણોપાધિમાં, ભૂમૌ એટલે કર્મ ઊગવાના ક્ષેત્ર રૂપ ભૂમિ કેતાં જીવની કાર્યોપાધિમાં, આકાશે એટલે કહેલ એવી બે ઉપાધિની વચમાં અથવા જીવનમુક્તના સ્પષ્ટ અનુભવરૂપ પ્રકાશ આત્મામાં બહિઃ એટલે કાર્ય કારણ ઉપાધિથી રહિત શુદ્ધ ચૈતન્યમાં અંતઃ એટલે કાર્યકારણ ઉપાધિરૂપ માયા તથા અવિદ્યાની વૃત્તિઓમાં, યઃવિભુ જે સમર્થ મે મને વિભાતિ એટલે વિશેષે કરી સ્પષ્ટભાસે છે. વળી અવભાસાત્મા એટલે આ સર્વમાં અસ્તિ ભાતિ પ્રિયરૂપે પ્રકાશરૂપ સાક્ષી તસ્મૈસર્વાત્મને એટલે તે દ્રશ્યદ્રષ્ટાથકી પ્રથક એટલે જુદો ન પડતાં દ્રશ્ય દ્રષ્ટા રૂપ છે જેનું. અને દ્રષ્ટાપણુ અવિદ્યા રહિત છે દ્રશ્યપણું અવિદ્યા ઉપાધિકૃત છે. એવું એક દ્રશ્યાત્મક રૂપ તેને નમઃ કેતાં ઉપાધિ રહિત પણાએ નમ્ર છઊં. ૪

## અર્થ પાંચમો

दिवि એટલે પ્રકાશવાળી અગ્નિમા, भूमौ પૃથ્વીમા तथाकाशे તેમજ આકાશમા अंत આએ કહ્યા એના ભૂતની વચમાં રહ્યા એવા પાણી તથા પવનમા (અર્થાત પંચભૂતમા) बहि એટલે અવ્યાકૃતમા चकारात આ સર્વથી રહિત નિરૂપાધિ સ્વરૂપમા य विभु विभाति એટલે જે વ્યાપક ભાસે છે તે मेऽवभासात्मा એટલે જે પ્રકાશરૂપ મારો આત્મા तस्मैसर्वात्मने એટલે તે પરિપૂર્ણ આત્મ સ્વરૂપને नम કેતા નમુ છઉં ૫

## અર્થ છઠ્ઠો

दिवि बहि એટલે સ્વર્ગમા અને બહાર પ્રત્યક્ષરૂપ વિષ્ણુ આદિ ઇશ્વરમા અને ઇંદ્રાદિ દેવતામા પૂજ્યરૂપે भूमौ अंत એટલે મનુષ્ય લોકમા મનુષ્ય દેહની અંતર જીવાત્માએ કરી પૂજકરૂપે तथा काशे એટલે પૂજ્ય પૂજકની વચમા પૂજન ક્રિયા તથા ફલરૂપે य विभुअवभासात्मा જે પ્રત્યક આત્મા मेविभाति એટલે અજ્ઞાન કાલમા પરિછિન્ન ભાસતા પણ જ્ઞાનકાળમા ત્રિવિધ પરિછેદ રહિત તત્વજ્ઞાની તેને ભાસેછે तस्मैसर्वात्मनेम તે સર્વાત્માને અર્થે નમુ છઉં ૬ .

## અર્થ સાતમો

दिवि ઉપરમા भूमौ નીચે तथाकाशे તેમજ વચમા बहि એટલે આઠ દિશાઓમા अंत સર્વની અંતર चकारात બન્નેનળની દરમ્યાન य विभु જે સમર્થ પરમાત્મા अवभासात्मा એટલે સર્વત્ર વ્યાપકપણાએ मेविभाति મને ભાસે છે तस्मै सर्वात्मनेनम તે સર્વ રૂપાત્મક આનંદાત્માને અખંડાનંત પ્રણામ કરૂ છૂ ૭

नारायण

## ॥ ॐ नमः ॥

# શ્રીવિદ્યાની શ્રેષ્ઠતારૂપી મણી.

સમુદ્ર કીનારે શીતળ લેહેરમાં સમીસાંજને સમય સદ્દગ્રસ્થોની એક મંડળી પરસ્પર વાતોમાં પ્રસન્ન હતી. વાતમાંથી વાત ઉઠતાં એક ધનવાન અને બુદ્ધિમાનનો વિવાદ જાગ્યો. ધનવાન કહે—ધન મોહોટો છે. અને બુદ્ધિવાન કહે વિદ્યા મોહોટી છે. પરસ્પર પોતપોતાના મતને નિરૂપણ કરવામાં આગ્રહસુધી આવી ગયા. તેનો ખુલાસો મંડલીમાં કોઇથી પણ થઇ શક્યો નહીં. ત્યારે વિવાદ કરનારાઓ પોતાના રાજા પાસે જઇને વિનંતી કરી કે આ પ્રમાણે અમારો વિંવાદ છે તેનો ખુલાસો કરી દેશો.

રાજાએ પુછ્યું આ વિવાદમાં તમોએ કેવી સરીઅત કબુલ કરી છે. બેઉ પુરૂષોએ જવાબ દીધો કે હે પૃથ્વીનાથ જો બુદ્ધિમાન હારી જાય તો ધનવાનની જન્મભર સેવા કરે અને જો ધનવાન હારી જાય તો ધનવાન પોતાની પુંજીમાંથી અરધું ધન બુદ્ધિમાનને આપે. આ પ્રમાણેનો લખત લખાવીને બેઉની સહીઓ લેવા બાદ રાજાએ કહ્યુ તમારો ખુલાસો થઇ જાશે. પણ એક બીજા રાજા ઉપર પત્ર લખી આપીશ. ત્યાં તમોને જવું પડશે—બેઉ બોલ્યો કે કબુલ છે કબુલ. તરતજ ચતુર રાજાએ એક પત્ર લખી આપ્યો અને વિવાદીઆઓને વિદાય કર્યા.

રસ્તામાં પણ વિવાદ કરતાં કરતાં બીજા બાદશાહની કચેરીમાં આવી પહોંચ્યા. અને સાથે લાવેલ રાજપત્ર તરત અર્પણ કરી દીધું. પત્રમાં લખેલુ હતું કે આ પત્ર લાવનાર બેઉ પુરૂષોને વિલંબ કર્યા વગર ફાંસીએ ચડાવજો. બાદશાહ વાંચીને ઘણો વિસ્મય થયો અને તરત પોતાના વજીરને એકાંતમાં બોલાવી પૂ-

છયુ કે આ પત્રમા લખ્યા પ્રમાણે કરવુ કે કેમ ? વજીર વિચાર વાન અને ડાહ્યો હતો જવાબ દીધો કે—પૃથ્વીનાથ દરેક બાબત ચાહે દેશી વા પરદેશી હોય તેને બારીક વિચારથી તપાસીને અદલ ન્યાય કરવો જોઇએ વિચાર કર્યા વગર કામ કરવાથી પરિણામે પસ્તાવો કરવો પડે છે વિશેષ કરીને જેનુ કારણ અને ભેદ માલમ ન પડે એવા કાર્યો ધીરજ અને વિચારથી કરવાને યાદિ મા નોધના જોઇયે

આ કાર્યમા ફાસીનુ કારણ સમજવુ જોઇએ અને ત્યાજ ફાસી ન આપતા આપણાપર લખ્યુ તેનો ભેદ માલમ પડવો જોઇએ વળી લખેલુ છે કે વિચાર કર્યા વગર ફાસી દેજો આ વાક્ય તો અધિક સદેહ કારક છે મારી મંદબુદ્ધિ પ્રમાણે વિચાર નિવેદન કરૂ છુ કે આએ પત્રમા લખ્યા પ્રમાણે ફાસીની ખબર પત્ર લાવનારાઓને વાચી સભળાવવી અને તે પ્રમાણે થવાને અઠવાડીઆની મુદત આપીને મોજ મજા સહિત નજરકેદ રાખવા અઠવાડીઆમા એઓની પરસ્પર ચેષ્ટાથી કેટલોક ભેદ જણાઇ આવશે

બાદશાહે ખુશી થઇને તેમજ કરવાને આજ્ઞા આપવાથી વજીરે અઠવાડીઆમા જે કોઇ સાંસારિક સુખભોગની ઇચ્છા હોય તે ભોગવી લેવાને ફરમાવ્યા પછી બેઉ વિદ્વાનોને બાગને બેસાડ્યા

એકાંત બાગમા બેઉ જણમાથી તે બુદ્ધિમાને પેલા ધનવાનને કહ્યુ કે ભાઇ, આતો ફાસીમા ફસ્યા હવે કાંઇ ઉપાય કરો તો છુટીએ નહીંતો વગર મોતે માર્યા જશુ ત્યારે ધનવાને કહ્યુ જો કારભારી પાસેથી કામ કાઢવુ હોય તો મારી શક્તિ છે કે મોઢે માગ્યુ ધન આપીને પણ જીવ બચાવુ અને પણ આ તો રાજાની આજ્ઞા થએલ છે માટે મને તો કાંઇ સુઝતુ નથી મારા ધા

કર્મના ભોગ મળ્યા કે પ્રાણ સંકટમાં આવી પડયો. મારે વિવાદ કરવાની શું જરૂર પડી હતી. બુદ્ધિમાન મોટો કે ધનવાન મોટો હોય તેમાં મારે શું લેવું દેવું હતુ હવે કરૂં શુ અને જાણે ક્યાં મેં સાંભળ્યું પણ હતુ કે —

॥ श्लोकं ॥

यस्मिन्कर्मणि सिद्धेपि लभ्यतेन फलोदयः
असिद्धेऽपि महत् दुःखं तद्बुधः कथमाचरेत्॥ ३

અર્થ—જે કામને કરવાથી કાંઇ ફળ ન મળે અને ન કરવાથી મહાદુ:ખ થાય તો તેવુ કામ ડાહ્યો માણસ શું કરવા કરે! પણ ભાઇ! મારી મૂર્ખાઇનું ફળ મારા મૃત્યુરૂપે મને સન્મુખ થયુ છે. મને ફાંસી હાંસી અને કુટુંબના હાલ હવાલ નજર પાસે આબેહુબ દેખાય છે. ભાઇ આ પ્રાણ સંકટમાંથી બચાવીશ તો ભાઇ પ્રમાણે સમજી જન્મભર ઉપકાર ભૂલીશ નહી વળી સાંભળ્યુ છે કે:—

॥ श्लोक ॥

आपत्काले महत्यर्थे दुर्भिक्षे शत्रुविग्रहे।
राजद्वारे स्मशानेच यस्तिष्ठति स बांधवः ४

અર્થ —વિપત્તિકાળમાં અને મોટા કાર્યમાં દુકાળ અને લડાઇમાં રાજ દરબાર અને સ્મશાન પ્રસંગમાં બનતી મદદ આપે તેજ ભાઇ સમજવો.

વાસ્તે આ પ્રાણઘાતમાંથી છુટી જઇને પોત પોતાને ઘેર પોહોંચીએ એવુ કાંઇ પ્રયત્ન કરો નહીતો વગર મોતે મરવા શિવાય છુટકો નથી (બીજતી બળીથી આ પ્રસંગ આવતામાં સંપૂર્ણ થશે)

# શ્રીપતિવ્રતા પારસમણી *

પતિવ્રતાપણુ એ સ્ત્રીઓનો મુખ્ય ધર્મ છે, માટે નીચે લખેલુ વ્યાખ્યાન, બારીકીથી વાચવાને અને સાભળવાને મુખ્ય વિનતી બેહેનોને વાસ્તે અર્પણ કરૂ છુ

રગ બેરગી ફૂલવાડીઓથી સુવાસિત અને સુશોભિત શેહેરનો એક બાદશાહ, અત્યત પસંદ કરવા લાયક પરમ પ્રેમથી શાસ્ત્રોક્ત નિયમો પ્રમાણે પોતાનુ રાજ્ય ચલાવતો, અને રૈયતને સુખી સ્થિતીમા જોઇને મનમા મગન રેહેતો જાણવા લાયક એટલુજ કે, પરણવાની વાત તેને પસદ હતી નહીં, ભલભલેરા રાજવશીઓની ગુણવાન કન્યાઓના ઘણાક માગા આવે પણ તે ઉપર તેનુ લક્ષ લાગતુ નહીં લાગતા વળગતાઓ વારવાર વિનયથી સમજાવતા કે, આપ સાહેબને અવશ્ય પરણવુ જોઇયે, પણ તે પરણવાની વાત કબુલ કરે નહીં છેવટે વસ્તીમાત્ર એકસપ થઇને એક દીવસ તો આખા શેહેરમા હડતાળ પાડીને એકજ અવાજે અરજીઓ આપવા બાદશાહના મેહેલમા ચોફેરથી ફરી વળ્યા "બજાર બળવાન છે" તેથી રાજાના મનમા વિચાર આવ્યો કે —અનિચ્છા, સ્વઇચ્છા, અને પરઇચ્છા, એવા ત્રણ પ્રકારના પ્રારબ્ધ ભોગવાય છે જોકે મારી ઇચ્છા નથી તોપણ પરણવાની વાત કબુલ કરવા સિવાય હવે તો યોગ્ય દેખાતુ નથી, એમ વિચાર કરીને તરત તે બુદ્ધિમાન બાદશાહ બહાર આવી સર્વે પ્રજાની સમક્ષ બોલ્યો કે — "મારી પ્યારી પ્રજા!! જે બાબતસર બિલકુલ મારી ખુશી નથી તેને વાસ્તે

* પારસમણી એટલે જેના સ્પર્શથી લોઢુ સૂનરુપ બની જાય તે

* શ્રીપતિવ્રતા પારસમણીના સદ્‌ગુણોનો વિવેચન માત્ર પણ પ્રસગે ચિત્તને સ્પર્શ થાય તો તેની અત્યુત્તમ અસર બુદ્ધિમાન બેહેનોના અતઃકરણને આશ્ચર્ય અને તરત ત દ્રુપ કરે છે

તમો અત્યંત આતૂરતા રાખો છો, ત્યારે તમારી વાત મને કબુલ કરવી પડશે, પણ પરણીને જેની સાથે જનમારાનો સબંધ સાંધવો તે જોઇ વિચારીને પસંદ કર્યા વગર પગલુ ભરવું વાજબી નથી, માટે મારી મરજીમાં આવશે તેની સાથે હું પરણવાને કબુલ છંઊ." આ વાક્યોથી પ્રજાને સાનંદ સંતોષ થયો, અને તે દીવસ દેશમાં દીવાળી જેવો ઉત્સાહ થઇ રહ્યો. સ્વાદિષ્ટ ભોજન જમીને, ઉત્તમ વસ્ત્રો અને અલંકારોથી સુશોભિત થયેલું શેહેરનું મનુષ્યમંડલ, પોતાનો સંતોષ દેખાડવાસારૂ બાદશાહની કચેરીમાં બાળગોપળને સાથે લઇ, સલામ કરવા બાદ, ફેરફરતા ફુવારાઓવાળા શાંત એવા બાદશાહનાં બગીચામાં ફરવા માંડયું.

હવે બાદશાહ પોતાને પરણવાની કબુલ કરેલી વાતના વિચારમાં પડયો, પણ બુદ્ધિમાન હોવાથી થોડાક પખવાડીઆમાં, જાવલી એટલે ફડાની જુપડીમાં વસનારા એક ગરીબ ગૃહસ્થની એકજ પ્રીયપુત્રી હતી તેને પોતાની બેગમ બનાવવાનો બુદ્ધિબળથી નિશ્ચય કરીને, તેણીના બાપને એકાંતમાં બોલાવ્યો, અને પોતાના દિલની વાત જાહેર કીધી; જે સાંભળતાંજ પેલા ગરીબ ગૃહસ્થને તે વાતમાં જમીન આશમાન જેટલો વિચાર થઇ પડયો, કે સ્વપ્નામાં પણ આ વાત કેમ બને, કે મારા જેવા અત્યંત ગરીબની છોકરીને દુનીઆનો બાદશાહ બેગમ તરીકે કબુલ કરે? પણ એજ વાત ખરેખર ખરી થઈ, બાદશાહ તેની પુત્રી પરણવાને કબુલ થયો, અને પેલો ગરીબ ગૃહસ્થ તો આનંદથી આતૂરતામાં આવી ગયો. આ વાત સાંભળીને તેની કન્યા તો બેહદ ખુશી થઇ. બાદશાહે પેલા ગૃહસ્થની હજુરમાં તેની પુત્રીને બોલાવીને કહ્યુ, કે મારે માત્ર એકજ વાત પુછવી છે જેનો ઉત્તર સાંભળવાને આ સમય ઇંતેજાર છઊ, અને તેં એટલુંજ પુછવું છે

કે – "મારી દરેક આજ્ઞાને, તારે હમેશ કબુલ કરવી પડશે, કેમ' તે તારાથી બની શકશે?"

કન્યા જવાબ આપે છે કે – "મને મારા માબાપે અને વિદ્યાગુરૂએ સારીપઠે સીખવેલુ છે, તેથી હુ શમજી શકુ છઊ કે "મારો મુખ્ય ધર્મ પતિવ્રતાપણુ છે, મારો સર્વસ્વ પતી છે, અને પતી થકીજ મારી ગતી છે"

રાજદરબારમાતો ધુરંધર વિવાહની વામધુમ ચાલુ થઇ ચૂકી અનેક રજવાડાઓને કંકોત્રીઓ લખાય છે, મનોહર મંડપો બધાય છે, મૂરતો પુછાય છે, લગન લખાયછે, વીવાનો દીવશ પણ નજીક આવ્યો છે રૈયતમાત્રને રાજા તરફથી જલેબીના જમણવાર ચાલુ છે, રાજદરબારમા રૈયતની સ્ત્રીઓ મગળગીતો ગાયા કરે છે, શેહેરતો આખુ આનંદમય થઇ રહ્યુ છે અનેક મધૂર વાજીત્રો વાગી રહ્યા છે, પૂષ્પોની વૃષ્ટી સાથે આએ જુગન જોડીના સુખ રૂપ શુભ લગન નિર્વિઘ્ન સમાપ્ત થતા, પરમેશ્વરની કૃપાથી પ્રસન્ન ચિત્તે બાદશાહ અને બેગમ રાજમેહેલમા પધાર્યા

બાદશાહ બારીક વિચારવાળો વિદ્વાન હોવાથી, તેણે પોતાના મનમા નિશ્ચય કર્યો, કે "મારી સ્ત્રીમા ધીરજ કેટલી છે, તે પોતાનુ વચન કઇ હદ સુધી પાળી શકે છે, તેની પરિક્ષા અકળ યુક્તિથી ચાલુ રાખવા શરૂ કરવી"

રાણીની પરિક્ષા પૂર્તિ ખાત્રી પૂર્વક, કરવી એવા હેતૂથી, બાદશાહ વારવાર કઇ ને કઇ પણ વિપરીત વર્તણુક ચલાવે, પણ પવિત્ર પતિવૃતા રાજપત્નિ, પતિના સતોષને અર્થે જેટલુ દુખ ખમવુ પડતુ તેટલુ કબુલ કરીને, પતિની આજ્ઞામા નરમાશ અને ગભિરાઇથી વર્ત્યા કરતી, જે જોઇને બાદશાહ બહુ ખુશી થતો, પણ હવે સખત રીતે પરિક્ષા કરવાના વિચારો તેના મગજમા ગોઠવાયા કરતા હતા

પરમેશ્વરની કૃપાથી પ્રારબ્ધ યોગેં રાણીનો "શ્રીમંત" સંબધી ઉત્તમ અવસર આવી પોંહોંચવાથી, ખુશાલીના ખ્યાલમાં અને મધૂર સ્વરોમાં માંગળિક ગીતો ગવાઇ રહ્યા છે, પકવાનો પીરસાઇ રહ્યા છે. ઈત્યાદિ રીતેં આએ મગળકાર્ય સાનદ સમાપ્ત થવા બાદ, વખત સર રાણીએ એક શાહાજાદીને જન્મ આપ્યો. જેની ખુશાળીમાં ધામધૂમ ગુજરવા બાદ ઘણાક દીવસો નીકળી ગયા પછી, રાજાએ ગેરવર્તણુક ચલાવવાનું શરૂ કીધું. એકવખતે એકદમ ગુસામા આવીને અતીજ કડવા વચનોથી અપમાન કરી બોલ્યો કે, "અરે અભાગણી, તારા નીચકુળની સાથે સબધ કરવાથી મને મહાત્રાસ ખમવો પડે છે. બધા લોકો મારી નિંદા કરે છે, મારા વડીલોના નામને મોહોટો એબ લાગે છે, મારા સર્વ દુ:ખનો કારણ કેવળ તુંજ અભાગણી છો" આટલું સાંભળીને કોઈ રીતે સાંખે ન થતાં, મધુર વચનોમાં પતિવૃતા રાણી નમ્રતાથી કહે છે કે "મારા પ્રાણના આધાર અને હૈયાના હાર!!! તમારી આબરૂને શોભા લાગે, અને તમારા સુખમાં વધારો થાય, તે માટે મને ગમે તેવી આજ્ઞા કરશો તે પાળન કરવાને તૈયાર છંઊ; અને હું પણ આપ સાહેબની ગરીબ રૈયત છંઊ. બિલકુલ આપ સરીખ્યા બાદશાહની બેગમ થવાને લાયક પણ ન હતી, પરંતુ પરમેશ્વરની કૃપાથી આંપે પોતેંજ મારા ઉપર દયા કરીને મને કબૂલ કરેલ છે.

આવા પ્રેમપોષક પતિવ્રતા પત્નિના પ્યારથી ભરેલા પવિત્ર શબ્દો સાંભળીને, બુદ્ધિમાન બાદશાહ એકાએક પણ ક્ષણમાત્રનો સ્તબ્ધ થઇરહ્યો, અને હવે પછીની પરિક્ષા બારીકીથી કરવાની યુક્તિઓ વિચારવાનું કામ હાલતો મુલત્વી રાખેલ છે.

( આ પ્રસગ આવતા અકમા બેહદ ધ્યાન સહિત સપૂર્ણ વાચશો. )

# શ્રીવિવેકવાણીરૂપી મણી

પદ ૭ જે　　(શ્રીરામવંદનાષ્ટક)　　વસંતતિલકા છંદ

શ્રીરામ સુંદર સુશોભિત દિવ્ય મૂર્તિ,
સ્મર્ણે પરાત્પરતણી થતિ પૂર્ણ પૂર્તિ,
દુર્બોધ રોધ કરતો ન કદી ઉમંગે,
વંદુ શ્રીરામ સુખધામ પદારવિંદે૦　　૧
શંકા જતિ શરીર સ્હેજ મટિ સમસ્ત,
સદ્બુદ્ધિ સુંદર થતિ પુરતિ પ્રશસ્ત,
જાતિ મતિ નહિ મળી કદીયે કુછંદે૦ વંદુ શ્રીરામ૦　　૨
અજ્ઞાન અંધ ભવ બંધ મટે મળેલો,
દોશો દુરાગ્રહિત ભ્રાંતિ ભરી બળેલા,
મોહે ન થૈ મધુપ આ મન કૈ સુગંધે૦ વંદુ શ્રીરામ૦　　૩
માયા મદાંધ મમતા મનથી મૂકાવે,
મિથ્યાભિમાન અનુમાન ઉરે ઊડાવે,
બંધાય નૈ અતિશ દુસ્તર દુ પ્રબંધે૦ વંદુ શ્રીરામ૦　　૪
ઇર્ષા અપાર ઉર અંતર જાય નાશિ,
પ્રેરી રહે સમ દમો પૂરતા પ્રકાશિ,
સંસાર સાગર તરાય વિના વિલંબે૦ વંદુ શ્રીરામ૦　　૫
સંકષ્ટ નષ્ટ ક્ષણમાં ક્ષય પાપ તાપો,
તૃષ્ણા તરંગ અતિઅંગ સમે ઉતાપો,
વ્યાધિ જતિ વિરહની વિષયાધ બંધે૦ વંદુ શ્રીરામ૦　　૬
ક્લેશી કુકર્મ કટુતા છળતાથી છૂટે,
કામાદિ ચોર ફરી સોર કદી ન લૂટે,
આપે ફસે ન ફરિ ફોકટ ફાસ ફંદે૦ વંદુ શ્રીરામ૦　　૭

વિજ્ઞાન વૃદ્ધિ શશિ શુક્લ સમાન થાતિ,
પીડા ટળી જન તણી જગ સર્વ જાતિ;
આપે રૂપે થઇ અનૂપ વસે વિનોદે,
વંદું શ્રીરામ સુખધામ પદારવિંદે. ૮

પદ ૩ જો. (શ્રીરામ નામ.) રાગ ભેરવીનો ખ્યાલ.

રામ નામ મીઠા મુસેં બોલના,
પ્યારે રામ નામ મીઠા મુસેં બોલના. ટેક.
ઉઠત બેઠત દિન જાગત સોવત નિત,
હસિ ખુશીસે હરકી હુંડી ખોલના. રામ નામ. ૧
લેતે દેતે ખૂટે નાંહિ, ચોર વાકું લૂટે નાંહિ,
ખરચ ખરચ કર વાકું નહિ તોલના. રામ નામ. ૨
રતન જતન રાખો, ચેતો આહે અમોલન,
સુરદાસ ઇત ઉત કબુ નહીં ભૂલના. રામ નામ. ૩

પદ ૪ થો. (શીખામણ.) રાગ ભેરવનો ખ્યાલ.

તું નિત ઉઠ જપ રે માલા (બે વાર)—ટેક.
તોરે કામ આવેગો, સબ કાજ સુધારેગો,
ઐસો હએ પ્રતીપાલા. તું નિત ઉઠ જપ. ૧
કેતે અવગુન તેરે પલમે પાર કરૈં,
ખાટ ઘાટ હરી હએ રખવાલા. નિત ઉઠ જપ. ૨
પ્રાણજીવન પ્રભુ હએ ઘટઘટમેં,
સબસે રેહેત નિરાલા. તું નિત ઉઠ જપ. ૩

પદ ૫ મો "આનંદ આનંદ" રાગ ધનાશ્રી

આજ મમ અતિ આનંદ ભયો
અતિ આનંદ ભયો, આજ મમ અતિ આનંદ ભયો૦ ટેક
સદ્‌ગુરૂ પદપંકજ રજ શિર ધર, કર ભવદુઃખ ગયો૦ આજમમ૦ ૧
નિગમ વચન ગુરૂમુખ નિસ્તત સુનિ, નિશદિન હોત નયો૦ આજ૦ ૨
આત્માનાત્મ વિચાર ધારિ દ્રઢ, ચિંતન હૃદય ઠયો૦ આજમમ૦ ૩
દેવકૃષ્ણ અબ સબ તજ સદ્‌ગુરૂ, પદ ચિંત માહિ ગ્રહ્યો૦ આજમમ૦

---

પદ ૬ ઠ્ઠો (શુદ્ધ સમજણ) જસ્વા જીંજોટીની ઠુમરી

સમજુ સમજો અપને મનમેં, તુમ ખોજ કરો શ્રુતિ કે ધનમેં૦ ટેક
સત રામ બિરાજત હૈ તનમેં, કહાં ઢૂંઢત હો જા કર બનમેં૦ ૧
નહીં સુખ કછુ યા ભવ રનમેં, સતસંગ કરો સબ નિસ દિનમેં૦ ૨
સ્થિર ચિત્ત કરો ગુરૂ ચરનનમેં, દેવકૃષ્ણ તરો ભવ એક છિનમેં૦ ૩

---

પદ ૭ મો (શીખામણ) રાગ કાલિંગડા

ક્યો ફિરતા દેતા હેવા હૈ, ક્યો ફિરતા દેતા ટેના હૈ,
જો કરની તેરી કરમ કમાઇ, સોહી આગેં મેના હૈ૦ ક્યો ફિરતા૦—ટેક
સમરો નહિં ક્યો ઉન સાયબકુ, જિન ગરભ બિચ જેલા હૈ,
સ્થાવર જંગમ ઘટ ઘટ માહિ, બ્યાપ રહ્યા જુ સકેલા હૈ૦ ક્યો૦ ૧
મેરી મેરી કરતા ફિરતા, સંગ ન ચલે જુ અધેલા હૈ,
દુનિયા દુરંગી નહીં કોઇ અપના, દેખનકા સબ ખેલા હૈ૦ ક્યો૦ ૨
વલ્લભ વચન જાન ઉસીકુ, મનુશ જનમ યહ છેના હૈ,
ભવસાગર તોએ પાર ઉતરના, સતગુરૂકા બન ચેલા હૈ૦ ક્યો૦ ૩

---

પદ ૮ મો. (ચતુરને ચેતવણી) રાગ કેરબાની ઠુંમરી.

નર તન જન્મ ધરી કહા કીના, હરે કહાકીના? ભલા કહાકીના?
નર તન જન્મ ધરી કહા કીનાં૦ નરતન૦ ટેક.
સર્વાધાર સબહિમેં વ્યાપક, વે પદકું નહીં ચીનાં૦ નર તન૦ ૧
રામ કૃષ્ણ શિવ ગુરૂ ઇમ કોઇ દિન. મુખતેં નામ ન લીનાં. નર૦ ૨
શીલ સંતોષ દયા દિલ ધરકે, દીનકું દાન ન દીનાં૦ નરતન૦ ૩
વિષયનકું ચિત્ત ચાહિ વૃથા શઠ. તન મન કીનાં મલીનાં૦ નર૦ ૪
દેવકૃષ્ણ અબ તો ગુરૂપદમે, તન મન અરપન કીનાં૦ નર૦ ૫

પદ ૯ મો. ( ગુરૂકૃપારૂપી અંજન) રાગ પીલુ.

ગુરૂકૃપાંજન પાઇયો મેરે ભાઇ, રામબિના કછુ ખાલી નાહીં૦ ટેક.
જાગત રામ સોવત રામ, સ્વપનમે દેખું સો રામહિ રામ૦ ગુરૂ૦ ૧
અંદર રામ બાહિર રામ. જાંહાં દેખું તહાં રામહિ રામ૦ ગુરૂ૦ ૨
એકા જનાર્દનિ અનુભવ નીકા. જાંહાં દેખું તહાં રામ સરીખા ૦ ૩

પદ ૧૦ મો. (શુદ્ધ સમજણ.) રાગ પીલુ.

એકસા રંગ સદા નહિ ટિકતા,
ટિકનેવાલા કબુ નહિ મિટતા૦ એકસા રંગ૦ ટેક
જો નહિ ટિકતા સો રંગ જૂઠા,
જાન પહેચાન કરો સબ લુંઠા૦ એકસા રંગ૦ ૧
શાંત સદોદિત એક અખંડા,
સત્ય સોહી એહિ વેદકા ડંડા૦ એકસા રંગ૦ ૨
સમજ સાન સદ્ગુરૂકી લૈયા,
વારવાર ભીમ લેત બલૈયાં૦ એકસા રંગ૦ ૩

# પરમ પ્રશ્નોત્તર મણી

પ્રશ્ન–અપાર એવા સસાર સમુદ્રથી તરવાને ઉત્તમ ઉપાય શુ છે?
ઉત્તર–સત્‌ગુરુના વચનો પ્રમાણે પરમેશ્વરમા પ્રીતી કરવી એજ
પ્રશ્ન–સત્‌ગુરૂ એટલે શુ? અને તે કેમ ઓળખાય?
ઉત્તર–સત્‌ગુરૂ એટલે જે કલ્યાણકારક ઉપદેશ કરે તે, અને જેની પોતાની સ્થિતી પણ પરમેશ્વરમા પરિપૂર્ણ નિયમોથી વર્તમાન હોય તેથીજ ઓળખી શકાય છે
પ્રશ્ન–જન્મમરણ વારવાર કોને થાય છે?
ઉત્તર–પરમેશ્વરથી વિમુખ, અને વિષયોમા આસક્ત હોય તેને
પ્રશ્ન–દરિદ્રી કોને સમજવો?
ઉત્તર–જેના મનમા વિશાળ તૃષ્ણા ભરેલી હોય તે દરિદ્રિ જાણવો૦
પ્રશ્ન–શ્રીમાન (ધનવાન) કોને સમજવો
ઉત્તર–પરમેશ્વર આપે તેટલા ઉપર સતોષ રાખતો હશે તેજ ધનવાન સર્વદા સુખી સમજવો
પ્રશ્ન–જીવતે મુઆ જેવો તે કોણ સમજવો?
ઉત્તર–જે પરિણામી સુખદાયક ધર્મને વિશે પ્રવૃત નથી તે
પ્રશ્ન–સ્વરૂપ અને વસ્ત્રાલકારોથી અધિક એવી પરમ શોભા તે વળિ શાથી મળતી હશે?
ઉત્તર–પરમ શોભા તો, કેવળ શીળ એટલે સ્વધર્મ રક્ષણથી થાયછે
પ્રશ્ન–પરમ તીર્થ કોને સમજવુ?
ઉત્તર–સ્વધર્મમા શુદ્ધાત કરણથી વર્તવુ, એજ પરમ તીર્થ સમજવુ
પ્રશ્ન–મૂર્ખ કોને સમજવો? અને તે ઓળખાય કેમ?
ઉત્તર–સાર અને અસારનો, જેને વિવેક ન હોય તે મૂર્ખ સમજવો
પ્રશ્ન–શાસ્ત્રો વાચી સાભળીને સમજણ કેવી શ્રદ્ધા કરવી?

ઉત્તર–જે થકી મનુષ્ય જન્મ સફળ થાય, અને જન્મમરણનું દુઃખ જાય, એવો જ્ઞાન ગ્રહણ કરવો અને તે પ્રમાણે સ્થિતી કરીને પરમેશ્વરને પ્રસન્ન કરવા, એજ મનુષ્યદેહ ધરવાની સાર્થક્તા સમજવી; મોઢેથી મોટીમોટી વાતો બોલવી, અને હુ પંડિત છુંઊ એ પ્રમાણેનો ફાંકો રાખીને ફૂલ્યા કરવું, તેથી પરમેશ્વર પ્રસન્ન થાય નહી.

પ્રશ્ન–મોટામા મોટા શત્રુઓ તે કોને સમજવા?

ઉત્તર–કામ, ક્રોધ, અસત્ય, લોભ અને તૃષ્ણા એ પાંચે મહાન શત્રુઓ સમજવા.

પ્રશ્ન–એ શત્રુઓને જીતવા કેવી રીતે?

ઉત્તર–સતસંગમાં રહીને શુદ્ધ વિચારો પરાયણ સ્થિતી કરવાથી એ શત્રુઓ સેહેજમાં જીતાય છે, માટે સર્વોત્તમ સુખનું સાધન કેવળ સતસગ છે.

પ્રશ્ન–શૂરવીરોમાં મહાશૂરવીર કોને સમજવો?

ઉત્તર–જે કામદેવના સપાટામા ન આવે, તેજ ખરો શૂરવીર છે.

પ્રશ્ન–બુદ્ધિમાન અને ધીરજવાન કોને સમજવો.

ઉત્તર–સ્ત્રીઓના કટાક્ષ એટલે નયન બાણોથી મોહ ન પામે, તેજ ધીરજવાન અને બુદ્ધિમાન સમજવો.

પ્રશ્ન–પૂજા કરવા યોગ્યતે કોને સમજવો.

ઉત્તર–જેની પ્રીતી પરમેશ્વરમાં પવિત્ર પ્રેમથી નિશ્ચળ છે, અને જેની સ્થિતી સર્વદા નિર્વિકાર છે; એવા મહાત્મા પૂજવાને યોગ્ય ગણાય છે.

પ્રશ્ન–મનુષ્ય છતાં પશુ તુલ્ય કોને સમજવો?

ઉત્તર–જે કોઇ પોતાનો કર્તવ્ય ધર્મ જાણવાને પ્રીતીવાન ન હોય, અને કેવળ વિષય સુખોને માટે ફાંફા મારતો હોય, એવાઓને પશુ તુલ્ય સમજવા જોઇએ.

જુઓ—એક ઉત્તમ એવો વિદ્વાનોનો કદરદાર વિવેકી રાજા હતો, તેની દબદબા ભરેલી ભર કચેરીમા પડિતો પરસ્પર એક સમયને વિષે, જેની જેની શક્તિ તે પ્રમાણે બુદ્ધિની ચાતુર્યતા દર્શાવતા વિનોદ મા વાતો કરતા બેઠેલા હતા, એટલામા એક ગભીર મનુષ્ય સમય જોઇને વિનયથી —

પ્રશ્ન—પૂછે છે કે, "સુખરૂપ "અમૃત" ક્યા મળી શકશે?"

ઉત્તર— ॥ श्लोक ॥

अब्धौ विधौ वधुमुखे, फणिना निवासे,
स्वर्गे सुधा वसतिवै, विबुधा वदंति,
क्षार क्षय पतिमृत, गरल निपात,
"कंठे सुधा वसतिवै भगवद् जनाना" ॥ ५ ॥

અર્થ—એક જણ બોલ્યો કે, अब्धौ એટલે સમુદ્રમા અમૃત છે, કેમકે દેવતાઓએ મથન કરીને કહાડેલો છે બીજો કહે, विधौ એટલે ચદ્રમાને વિષે અમૃત છે, કેમકે સર્વેને પુષ્ટી કરે છે ત્રીજો કહે, वधुमुखे એટલે સ્ત્રીના મુખમા અમૃત છે ચોથો કહે શેષનાગની ફેણામા છે અને પાચમો બોલ્યોકે, સ્વર્ગને વિષેજ અમત રહેલો છે વૃથા વિવાદ શા વાસ્તે કરોછો ૩

એના રીતે પાંચે જણા પોત પોતાના મતને વખાણ્યા કે, પણ "અમૃત ક્યાછે" એ વાતનુ નીવેડો તો થયો નહીં, અને ભર સભા જોયા કરે છે એટલામા એક ઉત્તમી દેખાવનો પુરૂષ હસ્તેમુખડે હાસથી બોલી ઉઠયો—કે, "જો સમુદ્રને વિષે અમૃત હોય તો પાણી ખારૂ ન હોવુ જોઇએ, જો, ચદ્રમાને વિષે અમૃત હોય તે એને, ક્ષય એટલે ઓછુ થવુ કેમ સભવે? જો સ્ત્રીના મુખમા અમૃત હોય તો એનો પતિ મરેજ કેમ? મરતો હોય તો મોઢામા અમૃત મૂકવાથી જીવતો થવો જોઇએ

વળી જો શેષનાગની ફેણામાં અમૃત હોય તો એમાં ઝેર રહેલું છે તે કેમ સંભવે? અને જો સ્વર્ગમાં અમૃત રહેલું હોય, તો સ્વર્ગના પ્રાણી આ પૃથ્વિપર પાછા કેમ પડે છે?

"માટે ભગવદ્ભજન એટલે પરમેશ્વરના જે ખરા ભક્તો છે તેના કંઠને વિષે જે મધુર એવું ભગવાનનું કીર્તનરૂપી અમૃત રહેલું છે, જેના શ્રવણ મનને કરી અમૃતરૂપ થવાય છે. એજ ભગવત ભજનરૂપી અમૃત સત્ય છે." અને તે સતસંગમાં મળી શકે છે.

**પ્રશ્ન**—મરવાનો સમય આવે ત્યારે શું કરવું?

(ઉત્તર— આવતા અંકમા ધ્યાન રાખીને વાંચજો)

## વિવિધ વિલાસ રૂપ હીરાનો હાર.

આનંદ સાગર અર્થકું. ખૂબ ખંતસે ખોજ;
પરમેશ્વરકી પ્રાપતિ, મુક્તા ફળકી મોજ૰ ૧.

કાયા જોબન માલ ધન, અવિચળ રહ્યા ન કોય:
જો ઘડી પલ આનંદમય. જીવનકા ફળ સોય૰ ૨

મોઢે મીઠા, મનમા મેલા, એવા મિત્ર અનેક;
જેને દેખી આનંદ ઉપજે, એવો મળશે એક૰ ૩

કાલ કરે સો આજ કર, આજ કરે સો અબ.
અવસર બીત્યો જાત હૈ, ફેર કરેગો કબ૰ ૪

એક ઘડી આધી ઘડી, આધીમે પુનિ આધ;
તુળસી સંગત સંતકી, કટે કોટિ અપરાધ૰ ૫

બની બનાઇ બન રહી. અબ બનવેકી નાહિ;
તુલસી ઇતના સમજકે, મગન રહો મન માહિં૰ ૬

જો મતિ પીછે ઉપજે, સો મતિ આગે હોય;
કામ ન બિગડે આપકો, દુર્જન હસે ન કોય૰ ૭

## કછીભાષામા સવૈયા

ચોડે જીણ સારૂ કરે કેડાતો વિક્રમ કરીએ,
મગી વેને મૂરખા તુ કુવાય હનેં તણીને,
દોટ બારકોટ ગિરગામ ને કુલાગો ફિરેં
થકે નયો ભના તુ, પછાડે મથો હણીને,
આઠપોર વેપારજી ગોઠવણ ગરી કરીએ,
ઝાપુ જિન્જે નાણુ નયો પએ મંવા છણીને,
સાજન ચે ભલા માડુ, વિચારતા કરી ન્યાર,
વદા વદા છદે વેઆ, તુ ન વેને ખણીને૦ ૧
હેતરો તા ભેડા કુઓ, દેતો જે થીએ હાણું,
પોએ મિડે છદે કો, નિનગરી બેધાસુ,
ઊથો ગર મવી, માએ ફરનીચર જિન્જે રખી,
હેતુપ્રીતુ ભેડાથીને, ચોપડ ખેવીવાસુ,
નાણુ જદે જિન્જે તદે, કેંજી પકિ આસીઆર,
ગોડાગદી હયે હાકી, ચિમન માણીધાસુ,
માજન ચે એડા નર, મનોરથ ગણું કન,
પવજીતા સુજે નથી, દેતરોક જીવાસુ૦ ૨
ચોજે પણ તેંકે જિંદા, સુણીને વિચાર કો,
મૂરખેંસેં મથો હણી, કુવાએ પચી મરજે,
ચિંતામણી ખણી કરી કુભારજે હથ ડિજે,
તેંકે કેડો પારખો સે, બધે ગને ખૂરજે,
ભધનેજ વેપારી, સે જવેરાત કુરો બુજેં,
અતર ફૂલેલતેલ, ચોપેંકે ન ચરજે,
અધે પાસે આરીસો, ને બોડે વટ રાગતાન
સાજનચે સમજેં ન, બુધીવારા નર જે૦ ૩

## મુખપાઠ લાયક કવિત સંગ્રહ.

પુત્રકલત્ર સુમિત્ર ચરિત્ર, ધરા ધન ધાન હૈ બંધન જીકો.
બારહિંબાર બિષય ફલ ખાત. અધાત ન જાત સુધારસ ફીકો:
આનહુ જ્ઞાન તજો અભિમાન. કહી મુનિ કાન ભજો સિયપીયકો.
પાય પરમ્પદ હાથસોં જાત, ગઇ સો ગઇ અબ રાખ રહીકો૦ ૧

ગંગ તરગ પ્રવાહ ચલે, જબ કૂપકો નીર પીઓ ન પીઓ.
કર્મ સંયોગ સુપાત્ર મિલે. જબ ઔરકું દાન દીઓ ન દીઓ;
અંતરમેં ભગવંત બસે, જબ ઔરકો નામ લીઓ ન લીઓ.
કવિગંગ કહે સુનશાહ અકબ્બર. મૂરખ મિત્ર કીઓ ન કીઓ૦ ૨

જ્ઞાન ઘટે જડ મૂઢકી સંગત. ધ્યાન ઘટે બિન ધીરજ પાએ,
શોચ ઘટે કછુ સાધુકી સંગત. રોગ ઘટે કછુ ઔષધ ખાએ
માન ઘટે કછુ મુખસેં માંગત, પ્રીત ઘટે નિત પરઘર જાએ.
દુઃખ દરિદ્ર ઘટે તુળસી. એક ગોવિંદ ગોવિંદ ગોવિંદ ગાએ૦૩

કડા વેડ વીંટી મોતી પેર કાને. મહા જોરસેં મૂંછ મરોડતા હૈ.
દેખત અપની છાવડીકું. ટેડિ પાગ બાંધી તન તોડતા હૈ.
તન અંતર તેલ ફૂલેલ લગાયકે. નેન ત્રીયા સંગ જોડતા હૈ.
બ્રહ્માનંદ કહે ખબરદાર બંદે. તુજે કાલ કબુ નહીં છોડતા હૈ૦ ૪

પ્રભુબંદગી જીંદગી નાહિ કીયા. નિત ખ્યાલ કીયા દગબાજીઉંકા.
મદ મોહ માહિં મગરૂબ રહ્યા. તન તાકત નારીકો તાજીઉંકા;
સતગુરુ સાયબકા રંગ ચડયા નહિં. સંગ કીયા નર પાજીઉંકા.
બ્રહ્માનંદ કહે ખબરદાર રહો. તુને ચાહકહૈ જુતીઉં જાજીઉંકા૦ ૫

જટ્ટ કહા જાને ભટ્ટકો ભેદ. કુંભાર કહા જાને બેદ જગાકો.
મૂઢ કહા જાને ગૂઢકી બાતમે. ભીલ કહા જાને પાપ લગાકો:
પ્રીતકી રીત અનીત કહા જાને. લેસ કહા જાને ખેત્ર સગાકો.
કવિગંગ કહે સુન શાહ અકબ્બર. ગધે કહા જાને નીર ગંગાકો૦ ૬

( મહાત્માઓ મળવા દુર્લભ છે )        ( કવિત )

નખ બિન કટા દેખે, શીસ ભારી જટા દેખે,
જોગી કનફ્ટા દેખે, છાર લાએ તનમેં,
મૌની અબોલા દેખે, કેતે સદ ગુનિ દેખે,
માયાકે ભરપૂર દેખે, ભૂલ રહે ધનમેં,
આ અત સુખી દેખે, જનમકે દુખી દેખે,
કરત કલોલ દેખે, બનખંડી બનમેં,
શૂર ઓર વીર દેખે, અનેક અમીર દેખે,
ઐસા નહીં દેખા, જિસકે કામના નહિ મનમેં૦        ૭

( સબરી વિષે )        ( મનહર છંદ )

કબહુક બાગ હાય, બાજતે નગારે સાથ,
કબહુક પાઉ પ્યાદે, શીસ બોજ સહિયે,
કબહુક આપ દ્વાર, ભીર હૈ ભીખારિનકી,
કબહુક પરદ્વાર, અપનેકો ચહિયે,
કબહુક મેવા મિશ્રી, અબસે અજીરન હોત,
કબહુક મૂઠીભર, ચૂનગો ન પાઇયે,
લાગીયે ન હિમ્મત, બિસારીયે ન હરનામ,
જાહિ બિધ રાખે 'રામ' તાહિ બિધ રહિયે૦ ૧

( સુખકારક સમજણ )        ( આર્યા ગીતી )

જન્મ મરણ કેમ ટળશે' મળશે પ્રભુપદ તો સુખ થાશે,
આનંદરૂપ થવાથી જન્મ મરણના ટળી નહી જાશે૦        ૧
પ્રેમથી હિંમત કરીએ, ડરીયે નહિ જો સમજ રાખુ સાથે,
માત્ર મરણ ભય છે, સાચે આવે કોણુ જે હાથે૦        ૨
ડરત ડરત નહીં ડરના, કરના તો ફિર કદાપિ નહી ડરના,
વિષયોમેં નહી મરના, ભીમજી મન શ્રીકૃષ્ણ બચન ધરના૦૩

# બેહેનોને વાસ્તે એક ઉત્તમ ભેટ.

(રસીલો. રાશડો)

સુખડાની સઇ કહું રે સજની,
વરણેવી વાત ન જાય પ્રભૂની૦ ટેક
પ્રભુ વરણ્યામાં રે નાવે, અટકળ અનુભવીઆને આવે; ૧
અટકળમા છે રે આંટી, મથિ મથિ થાકા મોટા માટી, ૨
જોગી જંગમ રે જેવા, તપસી પૂજ સંન્યાસી તેવા; ૩
કૈક કલંદર રે હાર્યા, વાદવિવાદે વેદ વિચાર્યા; ૪
ભેદ ન લાધો રે કેને, એ સુખ ક્યાંથી જેને તેને, ૫
એ સુખ ધ્રૂ પ્રહલાદે પીધું, એ સુખ પ્રેમીજન ઉર લીધું; ૬
જનક વિદેહી રે રાજે, એ સુખ અર્જુનને અંગ છાજે; ૭
ભિષ્મ વિભિશણ રે ભોગી, સનકાદિક શિવજી સયોગી; ૮
એ સુખ પુંડરિકને પાસે, એ સુખ અંબરિષને અભ્યાસે; ૯
એ સુખ નારદજી જાણે, એ સુખ સારદ શેષ વખાણે; ૧૦
એ સુખ હરીજનરે ગાવે, એ સુખ વ્યાસ વસિષ્ટ વધાવે, ૧૧
શુકદેવાદિકને રે ફાવ્યું, એ સુખ દાસ મિઠાને ભાવ્યું૦ ૧૨
સુખડાની સઇ કહું રે સજની૦

## ખાસ ભલામણ.

હરી બોલો, હરી બોલો, હરી બોલો ભાઇ,
હરી ના બોલે, તારૂં રામદુવાઇ૦ હરી બોલો હરી બોલો૦

## કામ મોહની છંદ.

અચ્યુતં, કેશવં, રામ નારાયણ, કૃષ્ણ દામોધરં, વાસુદેવં હરી;
શ્રીધરં, માધવં, ગોપિકા વલ્લભં, જાનકી નાયકં, શ્રીરામચંદ્ર ભજે૦ ૧

(બોલો શ્રી ગોવર્ધન નાથકી જે.)

☞ કોટ પ્રીંટીંગ પ્રેસમા મેન્યુઅલ હાઇમ પ્રાટરે છાપ્યુ છે

# વધામણીની પેહેરામણી

**વધામણી** વાચીને જે ઉદાર સદ્ગ્રહસ્થોએ, **પેહેરામણી** નોંધાવી, તેઓના નેકનામો નીચેથી વાચશો

| રૂપીઆ | નામ | નકલો |
|---|---|---|
| ૪ | જોશી વિસનજી હીરજી | ૨ |
| ૪ | શેઠ ગોકલ ભમ દેવજી ગમાધ | ૨ |
| ૪ | શે૦ વિસનજી ખીમજી | ૨ |
| ૪ | શેઠ મુરારજી મુનજી | ૨ |
| ૪ | શેઠ મથુરાદાસ તેજપાલ | ૨ |
| ૪ | શેઠ ગોપાલ દયાળ હા૦ શેઠ ઘેનાભાઈ | ૨ |
| ૪ | શેઠ નારાણદાસ તથા માણેકલાલ | ૨ |
| ૮ | શેઠ કલ્યાણ પૈરાજની મંડલી | ૪ |
| | ૨ શેઠ વિસનદાસ છતામલ | |
| | ૨ શેઠ ખુશાળદાસ ત્રીકમદાસ | |
| | ૨ શેઠ હેમનદાસ આણંદદાસ | |
| | ૨ શેઠ હીરાનંદ વેલસીમલ કારાણી | |
| ૨ | શેઠ જેરામ રઘુનાથભાઇ જયસિહભાઇ | ૧ |
| ૨ | શેઠ કાનજી મુનજી | ૧ |
| ૨ | શેઠ દેવીદાસ પ્રાણજીવનદાસ હા૦ શેઠ નારાણદાસ | ૧ |
| ૨ | શેઠ દ્વારકાદાસ શામજી | ૧ |
| ૨ | ઠા૦ વાલજી પારપેઆ | ૧ |
| ૨ | શેઠ વલભદાસ માધવજી | ૧ |
| ૨ | શેઠ મથુરાદાસ જેરામ | ૧ |
| ૨ | શેઠ રણછોડદાસ પરશોતમ | ૧ |
| ૨ | શેઠ દ્વારકાદાસ લધાભાઇ | ૧ |
| ૨ | શેઠ પ્રેમજી લીલાધર | ૧ |
| ૨ | ભાઇ મથુરાદાસ પરશોતમ | ૧ |
| ૨ | ,, નેણસી પરશોતમ | ૧ |
| ૨ | ,, જીવણદાસ હરીદાસ | ૧ |
| ૨ | કવિ ભીમજી રવજી માજની | ૧ |
| ૨ | કવિ હરદાસ રામ બારોટ | |
| ૬ ૬૬ જુમલે | | જુમલે |

(પાછવાડે–વાચો)



## લવાજમ મોકલાવનારા નામદાર સદગ્રહસ્થોના.
## નેક નામોની આનંદકારક યાદિ નીચે પ્રમાણે.

| રૂપીઆ | નામ | નકલો. |
|---|---|---|
| ૨ | રાજમાન્ય રાજેશ્રી પ્રાણલાલ કાહાનદાસ એલ. સી. ઈ. | 1 |
| ૨ | શેઠ ગોકલદાસ હસરાજ. .... .. .... .... | ૧ |
| ૨ | શેઠ ગિરધારીદાસ ગંગુમલ . . . . . . | ૧ |
| ૨ | શેઠ ત્રીકમદાસ આસુભાઇ. ... .. . . . . | ૧ |
| ૨ | ઠા. દામોદર કેશવજી . ... ... . ... | ૧ |
| ૨ | શા. જમનાદાસ દેવચંદ .. . ... . . | ૧ |
| ૨ | શેઠ અજરામલ વેલજી ... .. .. | ૧ |
| ૨ | રા. રા વિઠલદાસ ખોડાભાઇ . . ... .. | ૧ |
| ૨ | શેઠ ગોવરધનદાશ લક્ષ્મિદાસ ... ... . | ૧ |
| ૨ | શેઠ રામદાસ ટોસાભાઇ મુલજી .. .. . | ૧ |
| ૨ | શેઠ પદમસીભાઇ ગોવિંદજી . . . . . . | ૧ |
| ૨ | શેઠ લખમસીભાઈ ગોવિંદજી. . . .... | ૧ |
| ૨ | ભાઠ હસરાજ જેઠાભાઈ ચત્રભોજ. .... .... . . | ૧ |
| ૨ | ભાઇ જેરામભાઇ મેગજી. .... .... ... ... | ૧ |
| ૨ | શેઠ રતનસી વાદાજી .... ... ... .... ... | ૧ |
| ૨ | જોશી સુરજી વિસનજી ... .... .... .. | ૧ |
| ૨ | જોશી પ્રેમજી ગોકલદાશ ઓજા . .... ... ... | ૧ |
| ૨ | શેઠ ભીમજી ભગવાનદાસ. ... ... .... . . | ૧ |
| ૨ | શેઠ મથુરાંદાસ હરીદાસ ... . . .... .... | ૧ |

(બાકીના નેકનામો આવતામાં)



## ॥ ॐ ॥  ॥ श्रीआनदस्वरूपायनम ॥  ॥ ॐ ॥



શ્રી આનદ સાગરને " પ્રેમની દ્રષ્ટિથી જોનારા અને લેનારા સત્તાવાન સરદાર સાહેબો સાથે શ્રીનસપજ સદગુણી બ્હેનો અને વ્હાલા વિદ્યાર્થિઓ જેઓ વાચવાને અથવા સાભળવાને પરમ પ્રસન્ન હોય એવા રાજહસોની પડે સાર શોધ- ગુણી ગ્રાહકોની હજારમા પાચ પારસમણી અને એક ઉત્તમ એવા ચકચકિત હીરાનો હાર નીચે દર્શાવેલા નસગો પ્રમાણે આનદથી અર્પણ કરૂ છુ



વસતનો ખીનતો ખુશબો ાર બહાર

ફેરવીને પાનુ વાચો કદ ?

# શ્રીવસંતવાણીરૂપી મણી.

(શ્રી આનંદ સાગર.) (હોરી ૧ લી) (રાગ કાફી)

પ્રભુ દરસ પરસ પ્રેમ પાવે, આવો "આનંદસાગર" આવે૦ ટેક
આનદિ જનના મનના મનોરથ, પ્રેમ પ્રીત ઉપજાવે,
આનંદ આનદ આનદ ખેલો, અવસર આવો ન આવે,
ઉદ્ધવને શ્રીકૃષ્ણ જગાવે૦ પ્રભુ દરસ પરસ પ્રેમ પાવે૦– ૧

(શ્રીકૃષ્ણ સ્મરણ) (હોરી ૨ જી) (રાગ કાફી.)

ભજીલે મન કૃષ્ણ મુરારી, ધરી શુભ સાધન ચારી૦ ભ૦ ટેક.

માત તાત કુળ જાત રૂ ભૈયા, તન ધન ગ્રહ સુત નારી;
એ સબ માયિક ઠાઠ સમજકે, તાહીમે મત કર યારી;
જાનિ ભય કાળકા ભારી૦ ભજીલે મન કૃષ્ણ મુરારી૦ ૧

ભવસાગમેં બહુ બિધ ભટક્યો, લખ ચોર્યાસી વારી;
દેવ દુર્લભ અબ આએ મિલ્યો હૈ, માનવ સો અવતારી;
ચેતલે ચિત્તમે બિચારી૦ ભજીલે મન કૃષ્ણ મુરારી૦ ૨

રામ ચરન રજ મહિમા ઐસો, જિનને અહિલ્યા તારી,
ત્રિવિધ તાપ મય યા ભવજળ તેં. પલમે લેત ઉગારી,
સતકે કષ્ટ નિવારી૦ ભજીલે મન કૃષ્ણ મુરારી૦ ૩

નિરગુન બ્રહ્મ કૃષ્ણ પરિપૂરણ, સગુણ મૂરતી ધારી,
કારજ કરન કારન નિજ જનકે, અદ્ભુત છબિ સુખકારી;
પ્રભુ બન ગૈયાં ચારી૦ ભજીલે મન કૃષ્ણ મુરારી૦ ૪

અકળ અરૂપ સરૂપ કૃષ્ણ ભયે, ગો સુર વિપ્ર સુખારી,
કૃષ્ણ કૃષ્ણ મુખ જપત હૈ જો જન, તિન ભવચાદર ફારી,
કહે દેવકૃષ્ણ પુકારી૦ ભજીને મન કૃષ્ણ મુરારી૦ ૫

---

(શ્રી શિવસ્મરણ) હોરી ૩ જી રાગ કાફી

રટરે મન શિવ ત્રિપુરારી, અનગ સબ કામના ટારી૦ રટ૦ ટેક

ઉત્તમ અંગ ગંગ જિન સોહત, જટા જૂટ વિસ્તારી,
પંચ વદન ઇંદુકર રાજત, શીતળ અતિ સુખકારી,
અર્ધ અંગ શૈલકુમારી૦ રટરે મન શિવ ત્રિપુરારી૦ ૧

ભૂષન વ્યાલ ભાલ ત્રય નયના, અયના અગમ અપારી,
દયાસિંધુ દાતા સબ વંછિત, બ્રહ્માદિક ભય હારી,
અખિલ યહ સૃષ્ટિ પસારી૦ રટરે મન શિવ ત્રિપુરારી૦ ૨

બ્રહ્મા રચત યહ વિષ્ણુ જો પાલત, શંકર સૃષ્ટિ સંહારી,
નિરાકાર "સોહં" પદમેં નિત, રાખત બરસ હજારી,
સમાધિ કબુ ના ઉતારી૦ રટરે મન શિવ ત્રિપુરારી૦ ૩

અગમ અગાધ અગોચર શિવપદ, મુનિજન લેત વિચારી,
"સો સબ સમ મેં" ઐસે કહત હૈં, દ્વૈત ભાનકું નિકારી,
દેવકૃષ્ણ શ્રુતિ અનુસારી૦ રટરે મન શિવ ત્રિપુરારી૦ ૪

---

(સતકી બસંત) હોરી ૪ થી રાગ વસંત

ખેલો ખેલો રે જન ઐસી બસંત, જાત ભવસાગરકો આવે અંત૦

માત પિતા સુત કુટુંબ નાર, તામેં સ્નેહ લગાર ક્યું હોત ખ્વાર,
રે અંતમેં કોઇ નાવે કામ, તાતેં ભજ મન સદ્‌ગુરૂ આઠ જામ૦૧

સંત સમાજ સો સરસ બાગ, જામે કુબુદ્ધિ કબરી નાંહિ વિષય કાગ;
નિગમ બચન બહુ ફૂલેફૂલ વામેં, "તત્વમસી" ગંધ અતિ અમૂલ૦ ૨
જાંહાં બ્રહ્મ નિરૂપણ નિત્ય હોઇ, તાકું બાધ ન લાગત અન્ય કોઇ;
રે તા મધ બેઠ તું કરલે ચેન. મન દૂર કરી સબ વિષય ફેન૦ ખે૦ ૩
શુદ્ધ સત્વગુણ વસ્ત્ર ધાર. તમ રજ કૃત મલ દૂર ડાર ;
જ્ઞાન ગુલાલ ચડાવ અગ, જાકર કબહુ ન ઉતરે રંગ૦ ખેલો૦ ૪
કૃષ્ણ ભજન દ્રઢ રોપ આમ, મન જાનિ જૂઠ સબ રૂપ નામ;
અસ્તિ ભાતિ પ્રિય સકલ ધાર, સત દેવકૃષ્ણ એહી સમજ સાર૦ ૫

(આનંદાનુભવ) હોરી ૫ સી રાગ કાફી.

સદગુરૂ સત સાન બતાઇ, મન મગન ભયો તા માંહિં૦ સદ૦ ટેક.
ભેદ અભેદ નહીં કછુ જામે, ઐસો ભેદ બતાઈ
આનંદ સાગર સાર આતમા, સ્વય સ્વરૂપ સુનાઇ ;
કહા કહે બાની બનાઇ૦ સદગુરૂ સત સાન બતાઇ૦ ૧
કરમે કાગદ લેખન લેકે, લિખને લગે ચતુરાઇ;
રૂપ નામ અક્ષરકે જાનો, અક્ષર હૈ સબ સ્યાઇ;
ખોજકર દેખો ભાઇ૦ સદગુરૂ સત સાન બતાઇ૦ ૨
સ્યાઇરૂપ અક્ષરકો જાનો, સ્યાઇમેં અક્ષર નાહિં;
નામ રૂપ જગમે પરિપૂરન., બ્રહ્મ સદોદિત આહિં;
બ્રહ્મમેં જગ ન જનાઇ૦ સદગુરૂ સત સાન બતાઈ૦ ૩
નાહિં બ્રહ્મમે નો જગ કિનમેં, સદગુરૂ રહત સદાઇ;
અસ શંકા પ્રની શ્રીગુરૂ બોલે. વેદશ્રુતિ સમજાઇ;
જગતકો અભાવ કરાઇ૦ સદગુરૂ સત સાન બતાઇ૦ ૪

પ્રભુ પાચ આૈ તીન મિલનમેં, અધરાસનપેં બેઠાઈ,
સદ્દગુરૂ દેવકૃષ્ણ સુદયાનિધી, ભક્તિ અભેદ દ્રઢાઈ,
ભીમજી ભાન ભૂલાઈ૦ સદ્દગુરૂ સત સાન બતાઇ૦　　૫

## વસંતરૂતુનો બુલબુલ બહાર

(સાભળેલા પરચુટન ચુટકા)

(બુલબુલ બાગ)　　(૬)

સખી તુ જો એ મનોહર બાગ ફરીને, ખીલ્યો વસંત બહાર૦ ટેક
આંબે મોગર ઝૂની રહ્યો છે, વેનો ખીલીરે અપાર૦ સખી તુ૦ ૧
જાઇ જુઈ ચપો ચમેલી, ભમર કરેછે ગુંજાર૦ સખી તુ જો૦ ૨

(ચેતવણી)　　(૭)

મત કર માન ગુમાન, સખીરી એ દિન તેરો સદા ન રહેગો૦ ટેક
ધન જોબન તેરો સ્થિર ન રહેગો, આખ઼ મોત નિશાન,
સખીરી એ દિન તેરો સદા ન રહેગો, મત કર માન ગુમાન૦ ૧

(પતિવિષે પત્નિનો પ્યાર)　　(૮)

કલીઆ ખુન રહી ડારડાર, મેરે પીયા મિલનકી આઇરે બહાર
મેરે પ્યારે મિલનકી આઇરે બહાર૦ કલીઆ ખુન રહિ ડારડાર૦

(જુગલ જોડી)　　(૯)

ચલો ખૂબ ખેલેંગે હોરી, ધામ ધૂમ રગ મચ્યોરી૦　ટેક૦
ઉર ઉમગ્યો આનદ પ્રીયા કે, સુનત બચન હરિકોરી,
પ્રેમ વિવસ હસ ઉઠ શ્યામસો, આનદ રગ બઢ્યોરી૦ ચલો૦ ૧

# શ્રીવિદ્યાની શ્રેષ્ઠતારૂપી મણી

ગયા અંકમાં, ધનવાને બુદ્ધિમાન પાસે પ્રાણ રક્ષણ કરાવવાની પ્રાર્થના ચાલુ રાખેલ છે, જ્યા વાત અધુરી રહેલી છે ત્યાંથી બાકીનુ બ્યાન નીચે પ્રમાણે સમજશો.

આ ઠેકાણે ધનવાનના ગાત્ર ગળીપડયા અને હિમ્મત મૂકીને રડવા લાગ્યો. ત્યારે બુદ્ધિમાને કહ્યું કે, પરમેશ્વર કરશે તો તમને મૃત્યુનો ભય રેશે નહીં માટે શોચ ન કરો; પણ તમારા હાથ અક્ષરથી લખી આપશો કે ધનથી મોટી બુદ્ધિ છે? તો હુ તમારા કેવા પ્રમાણે તરત પ્રયત્ન કરવાને તૈયાર છઉં.

આ ભાઇસાહેબે તો તેમ લખી આપ્યું, અને કહ્યું કે જેમ જલદી ઘેર પોચીએ તેમ કાંઇ ઉપાય કરો; બુદ્ધિવાન બોલ્યો ઉપાય તો હવે હું હમણાજ કરીશ, પણ તમને કોઇથી કાંઇ પૂછવા આવેતો મારૂં નામ માત્ર બતાવ્યા શિવાય બીજું કાંઇ પણ તમારે બોલવું નહી. આ પ્રમાણે પોતપોતામાં કરાર કર્યાપછી પંડિતજીતો ઉઠયા અને રાજસભામા એક અરજી કરવાનીછે. એમ સીપાઇને કહી તેને સાથે લઇ હુજુરમાં પોચતાંજ યોગ્ય નમન કરીને કહ્યું કે, હે પૃથ્વિનાથ! જે કારણસર અમો બેઉ જણ અહી આવેલા છૈયે. તે કામમાં વિલંબ કરવાનુ શુ કારણ છે? અમારા રાજાની આજ્ઞાપ્રમાણે અમોને ફાંસી આપો અથવા અમારા રાજા પાસે અમને પાછા મોકલો. પાસે બેઠેલા પ્રધાન સાહેબે કહ્યું કે મૂર્ખનો મોટો સરદાર દેખાય છે કે મોતની પ્રાર્થના કરે છે. બુદ્ધિમાન બોલ્યો, હુ તો મારા ધણીની આજ્ઞાને મુખ્ય સમજું છું.

તે શિવાય બીજુ કાંઇ પણ જાણતો નથી, પ્રધાને કહ્યુ કે, ત્રણ દહાડા સબુર કરો જેમ યોગ્ય હશે તેમ થઇ રહેશે

તે પછી રાજા અને મંત્રી એકાંતમા બેસીને વિચાર કરવા લાગ્યા, કે એવુ તે શુ હશે કે પોતાના મૃત્યુ વાસ્તે પ્રાર્થના કરે છે, મંત્રી બોલ્યો મહારાજ મે તો પ્રથમથીજ કહ્યુ છે કે આ બાબતમા કોઇ મોટા કારણ હોવો જોઇએ, નહીંતો પ્રાણ સર્વ કોઇને પરમ પ્રીય હોય છે, હવે આ વાતનો નિશ્ચય જેમ બનશે તેમ તરતજ નિવેડો કરવા પ્રયત્ન કરૂ છુ દીવાનજીએ કેટલાક ચતુર પુરૂષોને તેઓનો ભેદ એટલે આશય પુછવાને મોકલ્યા, પરંતુ તેઓએ કોઇને કાંઇ ભેદ બતાવ્યો નહીં, છેવટે પ્રધાનજી પોતે પધાર્યા અને લાયક વચનથી સન્માન સહિત બોલ્યા કે જો તમો એ વાતનો મર્મ સમજાવશો તો તમોને ઇચ્છિત પદાર્થોનો બક્ષિસ સાથે ફાસી પણ માફ થશે સમયસારો વિચારીને પેલા બુદ્ધિમાને દીવાનસાહેબને એકાંતમા તેડીજઇને કહ્યુ કે મોત માગવાનો કારણ જો કે ઘણુ ગુપ્ત છે પરંતુ આપ સાહેબ પધાર્યા છો ત્યારેજ કહુ છુ કે અમારો રાજા તમારો રાજ્ય લેવાને ઘણા દીવસો થયા ઉપાયમા હતો પરંતુ કોઇપણ ઉપાયમા તમો સાથે ફાવી શકયો નહીં, પણ હમણા થોડાક દહાડા થયા જ્યોતિષના પંડિતોએ અમો બેઉ જણમા એવા કોઇ લક્ષણો જોયા હતે કે તે ઉપરથી રાજાને કહ્યુ કે આ બે મનુષ્યોને જે રાજ્યમા ફાસી મળશે તે રાજ્ય તરતમા તમારે આધીન વશે રાજાએ અમો બેઉ જણને બોલાવીને સમજાવ્યુ અને સાત પેઢીસુધી જીવિકાનો ત્રાંબાને પત્રે લખત કરી આપીને ત્યા અમારા છોકરાઓને મોટી પદવી અને ઘણુ ધન આપીને અમોને પ્રસન્ન કર્યા, અમે પણ, એક દી

વસ મરવું તો અવશ્ય છે એમ ધારીને આ વાત કબુલ કરી પત્ર લઇ તમારી પાસે આવ્યા છૈયે.

તરત દીવાનજી સાહેબ બાદશાહ પાસે જઈ મેળવેલો મર્મ નિવેદન કર્યો. જેથી બાદશાહ બહુ ખુશીનીસાથે પેલા બે જણાઓને સન્માન સહિત તેડાવીને બુદ્ધિમાનની બહુ તારીફ કરતાં કહ્યું કે તમારી ધણીની સાથે નીમકહલાલી અને શુભેચ્છુપણું જોઈ હું બહુ રાજી થયો છઉં. ત્યારે બુદ્ધિમાને કહ્યું કે.

## ॥ श्लोक ॥

विद्या विवादाय धनं मदाय, शक्तिपरेशां परिपीडनाय;
मूर्खस्यसाधोर्विपरीतमेतत्, ज्ञानाय दानाय च रक्षणाय ॥ १ ॥

**અર્થ**–વિદ્યા, ધન, અને શક્તિ, એ ત્રણે જો કે સુખકારક છે, પરંતુ મૂર્ખને પ્રાપ્ત થવાથી તે વિપરીત માર્ગે વાપરે છે, વિદ્યા મલી હોય તો વૃથા વિવાદ કરે છે. ધન મળવાથી મદ એટલે અભિમાન કરે છે, અને અંગબળથી ઉન્મત્ત અવસ્થામાં પારકાને પીડા પમાડે છે, પણ સાધુ એટલે સજ્જન વિદ્વાન, તે વિદ્યાથકી સર્વ કોઇને જ્ઞાનરૂપી લાભ થાય, તેવી રીતે પ્રયત્ન કરી પ્રસન્ન થાય છે, અને પૈસાને પણ દાનાદિકમાં યોગ્યરીતે કામે લગાડે છે, અને અંગબળને રક્ષાદિક ધર્મકાર્યમાં કામે લગાડીને સુખી રહે છે; એવી રીતે મૂર્ખ અને સાધુ પુરૂષમાં એટલો તફાવત રહેલો છે.

એટલું સાંભળીને બાદશાહે તરત પેલા બુદ્ધિમાનને સવા લાખ રોકડ અને રત્નમણિનાં આભુષણો સહિત બેઉને શણગારી હાથીપર બેસાડી પ્રસન્ન કરી વિદાય કર્યા. અને પત્રના ઉત્તરમાં લખ્યું કે "અપરાધનો નિશ્ચય થયા વગર અમારા રાજ્યમાં કોઇને કાંઇ સિક્ષા થતીજ" નથી."

હાથીંપર બેસી બેઉ જણ પોતાના રાજા પાસે આવી પ્રણામ કર્યો અને કબુલ થયા કે અમારો ઇનસાફ થઇ ગયો બુદ્ધિમાને પેલા ધનવાનની સહી દેખાડી કે "ધનથી બુદ્ધિ મોટી છે" રાજાએ તેઓની સરીઅત પ્રમાણે ધનવાનની લાખોની પુંજીમાથી અડધો ભાગ પંડિતજીને અપાવ્યો, જેથી પંડિતજીના કુટુંબમા આનંદ મગળ વ્યાપી રહ્યો, અને તે ધનવાન આ પંડિતજી મહારાજ સાથે સ્નેહ રાખવાથી વારવાર વિદ્યાની વાતો સાભળીને બહુ ખુશી થતો અને કેહેતો કે–

મનુષ્યને–વિદ્યા અને બુદ્ધિવિના પશુનીપેઠે વ્યવહાર કરી વૃથા જન્મ ગમાવવો શુ યોગ્ય ગણાય કે? ભલે ધનવાન ન હોય, પણ જે બુદ્ધિમાન છે તેની તો બલિહારી સમજવી   नारायण

# શ્રી પતિવ્રતા પારસમણી

શ્રી પતિવ્રતા રાણીની સહનશક્તિનો અજાયબ ચીતાર ગયા અકમા અધૂરો છે ત્યાથી બાકીનુ બ્યાન નીચે પ્રમાણે

કેટલાક અઠવાડીયા પછી એક દીવસ મિત્રના મળેલી પ ત્રની મધુર વાણી વાચીને, આનદયુક્ત અગત્યના કામમા એકાગ્ર ધ્યાનથી રાજા રોકાયલો હતો એટલામા ગાડા નદી રાડોગાડ ર ડવા માડી, જે સાભળી રાજાને અકસ્માત ગુસ્સો આવ્યાથી એ કદમ હુકમ કર્યો કે એ કમબખતની જણેલી છોડીને લીધે તમામ ત્રાસ ભોગવવો પડે છે માટે છોડીને લઇ જઈ યમરાજને સ્વાધીન કરાનો હુકમ સાભળતાજ રાજાનો ખાનગી હજુરી રાણીની પાસેથી

શાહજાદી માંગવા લાગ્યો—તે વખતે રાણીની આંખોમાંથી ચોધાર આંસુઓ ચાલવા માંડયાં છે, અને બાળક જેવી અતિપ્રીય વસ્તુ આર્પવાને જીવ અકળાવા લાગ્યો છે, પણ પોતાની ફરજ પ્રમાણે ધીરજને ધારણ કરી ચાલતી આંસુઓની ધારા સહિત પોતાની પ્રીય પુત્રીને પારણામાંથી તેડીને તેને હાથમાં આપતાં કહે છે કે "લે આ શાહાજાદી અને જેમ મારા વહાલા ધણીનો હુકમ હોય તેમ બજાવ" એટલુ કહી "પરમેશ્વરની મરજી એમજ હશે." એવો નિશ્ચય રાખી પોતાના પતિની સેવાના કાર્યમાં રીતી મુજબ પ્રીતીથી પ્રવત થઇ.

બાદશાહ, પોતાની રાણીની તારીફ લાયક તાબેદારી અને હેરત ભરેલી હિંમ્મત જોઇને આશ્ચર્ય થયો, અને પોતાની પુત્રીને પ્રીય મિત્રને ત્યાં છુપી રીતે પણ છેલાઇથી બીજે બંદર મોકલાવી દીધી.

શાહાજાદીને આ દુનીયાથી પાર પોચાડવાના સમાચારો આખા શેહેરમાં ફરી વળ્યા અને સર્વેને દિલગીરી પેદા થઇ; પણ જેમ દીવસો વ્યતીત થતા ગયા તેમ તે વાત પણ જૂની થઇ ગઇ.

વસંતરૂતુનો ખીલતો ખુશબોદાર બહાર બાદશાહી ફુલખુલ બાગમાં આનંદકારક વર્તી રહ્યો છે, બાદશાહ તે સમયને વિષે પોતાની પ્યારી મંડલી સહિત બાગમાં બિરાજમાન છે. એટલામાં આનંદની વધામણી આવી કે બાદશાહને ત્યાં શાહાજાદાનો જન્મ થયો એટલું સાંભળતાં સર્વે કોઇ પ્રસન્ન થયા અને આચ્યે આનંદકારક ઉત્સાહની ધામધૂમમાં આખુ શેહર એક અવાજે ખુશાલીના મધૂર સ્વરો સહિત સુશોભિત થઇ રહ્યું.

બાદશાહે પોતાની રાણીની પરિક્ષા હજી સપૂર્ણ થઇ ચુકી નથી, એવા ખ્યાલમાં કેટલાક દીવસો ગુજરી ગયા બાદ એક

દીવસ અતીશય ગુસામા આવીને બોલ્યો કે કમબખત ઓરત, આએ ઠોકરૂ ગણીને તેં મને ખરેખર દુખી કીધો છે રૈયત કહે છે કે, બાદશાહને બિલકુલ ના લાયક એક ભીખારી કુળની સ્રીના સતાનને અમો અમારા સરદાર તરીકે, કદી પણ માનનાર નથી માટે જેમ પેલી છોડીને દુનિયાથી પાર પોચાડી તેમજ તારા પુત્રને પણ પોચાડુ છુ અને તને પણ કાહાડી મુકી બીજી લાયક રાણી સાથે પરણનાર છઉ, આ વાકયોથી રાણીના હ્રદયમા જબરો જખમ લાગ્યો, પણ પરમેશ્વરની મરજી એમજ હશે એવુ ધારી પોતાના ધર્મ પ્રમાણે ધીરજને ધારણ કરીને નમ્રતાથી બોલી કે, હે પ્રાણનાથ! તમોને જે પ્રકારે સુખ થાય તે પ્રમાણે હુકમને તાબે થવાને તૈયાર છઉ મારા શરીરની ખાલ ઊતારી અર્પણ કરવાને પણ પ્રસન્ન થઇશ, કેમકે આપ સાહેબને સુખી દેખી સર્વદા હુ પોતાને સુખી સમજુ છુ કેમકે મને તમારા વિ વાય કોઇ ઇષ્ટ નથી મારી બેઅદબી પ્રણામ કરી માફ માંગુ છુ

પવિત્ર પતિવ્રતા રાજપત્નિના દયા ઊપજાવનારા વચનો સાભળતાજ અતરમા બાદશાહ ગદ્‌ગદતો થઇ ગયો પણ પરિક્ષાના સમધમા પોતાના નિશ્ચયને પરિણામે પોચાડવો છે માટે અખાડા કરી જઇને, જાણે રાણીનુ વચન સાભળતો પણ ન હોય તેવા આવેશમા તરતજ પોતાના પુત્રને પારણામાથી ઊપડાવીને છોડી ની પેઠે ચમદ્વાર પોચાડવાનો સખત હુકમ કર્યો, જેને જોતાજ રાણીના હોસ ઊડી ગયા પણ મનનુ મનમાજ સહન કરી કોઇ પણ રીતે સામે થઈ નહી

બાદશાહ અતિ વિસ્મય થયો અને મનમા કેહેવા લા ગ્યો કે, આવી ગેરવર્તણુક બીજી કોઇ પણ સ્રી સહન કરે નહીં

પ્રભાત પછી આ વાત કસકસાટસહિત શેહેરમાં પસરી, લોકોનો ગભરાટ બાદશાહ તરફ લાલમલાલ થઇ ગયો અને રાણીના તરફ ઘણીજ દયા દેખાડવા લાગ્યો જ્યારે જેને ખબર પડતી ગઇ ત્યારથી અમીર ઊમરાવોની સ્ત્રીઓ રાજમંદિરમાં રાણીની પાસે આવીને દયા ઊપજાવનારા વાક્યો સહિત દિલગીરી જણાવતી;-તેઓને રાણી એટલોજ ઊત્તર આપતી કે "એ છોકરાઓના પેદા કરનારની ઈચ્છા એવીજ હશે." મનુષ્ય જન્મ મળવાની એજ સાર્થકતા છે કે પોતાના ધર્મ પ્રમાણે પ્રેમસહિત વર્તમાન રઇ પરમેશ્વરને પ્રસન્ન કરવા, જેથી ધર્મ અર્થ કામ અને મોક્ષ સર્વે સાહિત્ય સુખરૂપ સિદ્ધ થાય છે.

આ પ્રકારનાં રાણીના ધર્મ પરાયણ વાક્યો સાંભળીને આવેલી અમીર ઊમરાવોની સ્ત્રીઓ પરસ્પર પતિવૃતા પારસમણીની પ્રશંસા કરવા લાગી.

હવે ફક્ત એકજ અજમાએશ કરવા પછી પોતાની પ્યારી પ્રીયાને બેહદ બહાદુરી અને તારીફ લાયક તાબેદારીનો અમુલ્ય બદલો આપવાને બાદશાહે નિશ્ચય કરીને, આખા શેહેરમાં એક પોતાના તરફથી ખબર ફેલાવી કે, "નાદાન વયમાં થોડી સમજને લીધે અને રૈયતના આગ્રહ કરવાથી તેણે જે ત્વરાથી વગર વિચારે નીચકુળની સ્ત્રી સાથે લગ્ન કર્યાં છે એ મોટી મુરખાઇભરેલું થયું છે. માટે હાલની રાણી સાથે છુટા છેડા કરી તેણીને તેના બાપની જુપડીમાં પાછું મોકલીને એક બીજી ઉત્તમ કુળની રાણી સાથે લગ્ન-કરવાનો પાકો ઠેરાવ કરેલો છે.

આ વાતથી લોકોમાં એકાએક અચરતી પેદા થઈ અને ઘણાંક સજ્જનોએ બાદશાહને નમ્રતાથી ઘણું સમજાવ્યું. પણ

આણે કોઇનુ કાંઈ માન્યુ નહીં અને રાણીને કાને આ વાત આ-વતાજ એકાએક ગભરાઈ ગઇ કેમકે પોતાના પતિ ઉપર અતિશય પ્યાર ધરાવતી હતી તેને છુટા પડવાનુ વચન વજ્ર તુલ્ય થઇ પડ્યુ પણ પોતાના પતિને સામે કદિપણ ન થવુ અને જે થાય તે સહન કર્યા કરવુ એમ વિચારીને પોતાના નિયમિત કામમા લાગી ગઈ

બાદશાહે એક દીવસ સમય જોઇને ભરમિજલસમા રાણીને તેડાવીને આ પ્રમાણે કહ્યુ કે —હુ તારી સાથે છુટા છેડા કરવા માગુછ કેમકે તુ ઉત્તમ કુળની ન હોવાથી મને મોહોટા લાછન લાગે છે હુ બીજી રાણી પરણનાર છઊં માટે રાજીખુશીથી અથવા ગમે તેમ પણ તારે તારા બાપના જુપડામાં પાછુ જવુ જોઇશે "આટલુ સાભળીને રાણીની છાતી ધમકવા લાગી પણ ધીરજને ધારણ કરીને બોલી કે," મારા શિરોમણી સરદાર! આપ એથી પણ સખત હુકમ કરશો તે પ્રમાણે તાબેદાર દાસી કબુલ કરવાને તૈયાર છે એટલુ બોલી પરમેશ્વર ઉપર ભરોસો રાખી પતિને પ્રણામ કરી હાથ જોડી ઉભી રહી

બાદશાહે હુકમ કર્યો કે તરત તારા બાપને ઘેર ચાલી જા, અને રાજ્યના વસ્ત્રો અહીજ ઉતારી નાખ રાણી ગુઠણ ઉપર પડીને અરજ કરે છે કે, હુ જ્યારે રંગમેહેલમા આવી ત્યારે કુ-મારિકા હતી અને હવે જાઊં છુ ત્યારે તેવી નથી માટે મારા મે-હેરબાન મહારાજા, આ વખતે એક વસ્તુ માગવાની ઈચ્છા રાખુછ જે, આપ કબુલ રાખવાથી જન્મસુધી ઉપકાર ભૂલીશ નહીં

બાદશાહ બોલ્યો કે, તારે જોઇતી "વસ્તુ" માગી લેવી, પણ હવેથી મારા મેહેલમા રેહેવાની જરા માત્રપણ તારે આશા રાખવી નહીં રાણીએ કહ્યુ કે તમારા બે બાળકોનો આ શરીરથી જન્મ

થયો હતો, અને ધણા વરસો થયા આ શરીર તમારી પાસે રહેલો છે તે શરોર હવે વસ્ત્ર વગરનો ભીખારી હાલતમાં ચાલતો થશે ત્યારે તમારા કુલીનકુલને સારૂં નહીં લાગસે.

માટે માગવાનું એટલુંજ કે મેહેરબાની કરી જો એક સાદો વસ્ત્ર અપાવશો જે પેહેરીને હું આપની આજ્ઞા પ્રમાણે મારા પિતાની ઝુપડીમાં પાછી જઈશ તો લાયકીભરેલુ જણાસે.

આટલું સાંભળીને સર્વે કોઇ સાથે બાદશાહ પણ મૌન થઇ રહ્યા પણ આવેશ બદલાવી રાણીને રજા આપવાથી જે વખતે બિચારી રાજપત્નિ "પરમેશ્વર આપ સાહેબને સદા સુખી રાખે." એટલું બોલીને પોતાના બાપને ઘેર ચાલતી થઈ, તે વખતે તમામ રૈયતની આંખોમાંથી આંસુઓની ધારાઓ સાથે દલગીરીનો કાંઇ સુમાર રહ્યા નહીં.

થોડાક અઠવાડીયા પછી રાજાએ એવી એક વાત જાહેર કરી કે, અમુક રાજની ઉમરાવજાદી સાથે તેણે સગાઇ કરી છે અને તે પરણવા વાસ્તે અત્રેના બાદશાહી બગીચામાં આવનારછે. હવે ઠેરવેલો લગનનો દીવસ નજીક આવતો જાય છે. એટલામાં બાદશાહે પોતાના જે બે ફરજંદો છુપી રીતે મિત્રની પાસે મોકલ્યા હતા. તેને પાસેના ગામમાં તરતીબથી તેડી લાવવાને પોતાના પરમ વિશ્વાસુને વિદાય કર્યો; આ વખતે પેલી શાહાજાદીની ઉમર બાર વરસની હતી અને છોકરાની છ વરસની હતી.

બાદશાહે પૂરતા બંદોબસ્તથી જાહેર કર્યું કે આવતી કાલે સર્વ પુરૂષો અને સ્ત્રીઓએ, તેની નવી રાણી તેના નાના ભાઇની સાથે અત્ર આવી પોંહોંચનાર છે, તેઓને સાંમે જઇ સનમાનસહિત તેડી લાવવા અમુક વખતે હાજર થવું—એટલું બોલીને તરત

પોતાની પેહેલી રાણીને તેણીના બાપના ઝુપડામાથી પાછી બોલાવી મગાવી અને હુકમ કીધી કે હવેથી આ મેહેલમા તારે દાસી તરીકે કામ કરવુ અને આવતી કાલે નવી રાણી આવસે તેને વાસ્તે સર્વ સાહિત્ય તૈયાર રાખવુ

આટલુ સાભળીને ફરમાવેલો કામ સ્નેહ સહિત તૈયાર કરવા લાગી, અને બીજે દીવસે તો નવી રાણીને સામૈયો કરી પધરાવી લાવવાની ધમ ધામ મચી રહી છે તે વખતે બાદશાહે પેલી ફાટેલા વસ્ત્રવાળી ચાકરડી રાણીને કહેલુ કે તારે મારી મનોહર નવી રાણીની પાલખી સાથે હાથમા ચમર લઇને ચાલવુ, ઇત્યાદિ બીજા બદોબસ્ત સહિત નવી રાણીને ફુલ વરસાવતા મોટી બાદશાહી દબદબા ભરેલી ધામ ધૂમ સાથે રાજમદિરમા તેડી લાવ્યા, અને નવી રાણીના પગ પેલી ચાકરડી રાણી પાસેથી સર્વેના દેખતા ધોવરાવ્યા જેથી લોકો પેલી પતિવ્રતા ઉપર રાજાનો અત્યત જુલમ જોઇને ત્રાહે ત્રાહે કરવા લાગ્યા

આ સમય પતિવ્રતા રાજપત્નિને મનમા એવુ થયુ કે મારા ફરજદો જો આજે જીવતા હોત, તો આ ભાઇ બેન જેવડાજ હોવા જોઈએ પણ પેરમેશ્વરની મરજી એમજ હશે

આટલુ બધુ કર્યો પછી બા શાહ બેહદ ખુશી થયો અને લાખો લોકોના મેલાવડા સામે પોતાના મનની મુરાદપૂરી પાડનાર પતિવ્રતા રાજપત્નિને બોલાવીને નીચે પ્રમાણે કેહેવા લાગ્યો કે,

"મારા અત કરણને અચરત ઉપજાવનાર અને આનદ પમાડનાર પ્રેમ પોષક પ્રીયા, તારા ઉપર જે મે જુલમ ગુજાર્યો છે તેવુ બીજી કોઇ પણ સ્ત્રી સહન કરી શકે નહીં તારી દેવતાઇ સ્થિતી ઉપરથી મારા હજારો રાજ્યો કુરબાન સમજુ છુ

પ્રીયા! ઓપ્રીયા!! આ બાર વરસની છોકરી અને છ વરસનો રાજકુમાર તારાજ ફરજંદો છે જેને મે મારી નખાવ્યા ન હતા.

આટલું સાંભળતાંજ રાણી પોતાના બેઉ બચાઓને વલગી પડી અને બાદશાહ પણ ગદગદ કંઠ સહિત તેઓને વલગી પડયો જે વખતે સહુ કોઇની આંખોમાંથી ચોધાર આંસુઓ ચાલતા હતા અને બીજી તરફ શ્રીપતિવ્રતા પારસમણીની પ્રસશા પરમ પ્રેમથી ગાયન કરતાં હતા, આખાં શેહેરનું મનુષ્ય મંડળ પ્રણામ કરી આનંદ સહિત ઘર તરફ પધાર્યું અને તે દીવસના ઉત્સાહનું વર્ણન વિવેકી વાંચનારાઓ વિચારથીજ સમજી લેશો.

नारायण नारायण नारायण




## શ્રી વિવેકવાણીરૂપી મણી.

( ગોવિંદ નામનુ મહાતમ્ય )—રાગ સોરઠનુ ખ્યાલ. (૧૧)

ગોવિંદ નામકો આધાર, પ્યારે ભજ લે વારંવાર૦ ગોવિંદ૦ ટેક.
પીપા તારે સુદામા તારે, ભક્ત નરસીં કે કારજ સીરે;
ખંભ ફાર પ્રહલાદ ઉગારે, ધર નરસિંહ અવતાર૦ ગોવિંદ૦ ૧
દ્રૌપદી સતીકો ચીર બઢાયો, દુશ્શાસનકો ગર્વ ઘટાયો;
ગજકે કાજ પ્રભૂજી પધારે, છાંડ ગરૂડ અસવાર૦ ગોવિંદ૦ ૨
દુરજોધનકા મેવા ત્યાગીં, ભક્ત વિદુર ઘર ભાજી પાઇ;
સેન ભક્તકા સંશય મિટાયા, ભક્તનકી લીની સાર૦ ગોવિંદ૦ ૩
ગોવિંદ નામ સદા સુખદાઇ, જિન સમરે સબ પાતક જાઇ;
શિવશંકર પ્રભુ આપ બખાને, મહિમા અપરમ પાર૦ ગોવિંદ૦ ૪

( જગત કેવું છે ? )　રાગ-સમયાનુસાર　(પદ ૧૨ મો )

જગ જાન લે ને સ્વમા, બના કાયકુ કરે કલ્પના૦ જગ૦　ટેક
અકબરશાહ બડા શીઆના, ગત અગત કબહુ ન જાના,
સોના કી મોડ બનાઈ, હીરા માણક રત્ન જડાઈ,
ગયા નાગા મિલ્યા ન વાકુ કફના૦ જગ જાન લે ને સ્વના૦ ૧

દશ મસ્તક ભુજા કહેવાઇ, કુંભકરણ સરીખા ભાઈ,
ફિરતે સબુ ? બિચારિ ચકા, ગઢ છોડ ચલે રાવણ બકા,
તોએ મન સમજ્યા નહીં અપના૦ જગ જાન લે ને સ્વમા૦ ૨

જાકુ અરબ ખરબ દ્રવ્ય હોતા, સુખ સેજ પલંગ પર સોતા,
દમડી પર દમડી જોડી, વાકુ સંગ ન ચલી એક કોડી,
તો રોવેં ભઇ કનપના૦ જગ જાન લે ને સ્વમા૦　૩

માતા પિતા બંધુ સુત દારા, સબ દેખન માત્ર વ્યવહારા,
યહ બાજી જૂઠી જાનો, સત્ય રામ રૂપ પહિચાનો,
જેઠીરામ કહે હરી હરી જપના૦ જગ જાન લે ને સ્વમા૦　૪

---

(ચેતવણી)　રાગ દેશની ઠુમરી　(પદ ૧૩ મો)

હરિમેં કોઈ નહીં બડા, દિવાને ક્યુ ગફલતમેં પડા૦ ટેક
પ્રહ્લાદ જબ હરીમેં લપટા, તભી ખંભ કડકડા૦ દિવાને૦　૧
ગોપીચંદને બચ્ચન સુનકર, મેહેલ મુલુક સબ છોડા૦ દિવાને૦ ૨
હનુમાનનેં સેવા કીની, લે દ્રોનાગિરિ દોડા૦ દિવાને ક્યુ૦　૩
પુંડરીકને સેવા કીની, વિઠ્ઠલ ઇંટપર ખડા૦ દિવાને ક્યુ૦　૪
કહત કબીર સુનો ભાઈ સાધુ, હરીચરને ચિત જડા૦ દિવાને૦ ૫

---

(પરમ તીર્થ) રાગ ધનાશ્રી. (પદ ૧૪ મો)

તીરથ કોન કરે, હમારો તીરથ કોન કરે૦ ટેક.
મનમેં ગંગા મનમેં કાશી, મનમો સ્નાન કરે૦ હમારો૦ ૧
મનમેં આસન મનમો કડાસન, મનમેં મૌન ધરે૦ હમારો૦ ૨
મનમેં માલા, મનમો મુદ્રા, મનમેં ધ્યાન ધરે૦ હમારો૦ ૩
કહત કબીર સુનો ભાઈ સાધુ, ભટકત કોન ફિરે૦ હમારો૦ ૪



(મિત્રતા વિષે) રાગ—બેહાગ (પદ ૧૫ મો)

કાહુ કિસીકોં દિલ નાં દીજેં, દિલ દીજેં તો સમજ સોચ કર,
દિલ દે કેં ફિર જુદાઇ ન કીજેં૦ કાહુ કીસીકોં૦—ટેક.
ઔરકી બાતે કબહુ ન સુનિયે, સુનિયેં તો દિલકી દિલમે રખીયેં,
પ્રાણજીવન પ્યારે ભલાઇ કરીયેં, થોરેસે દિનનમે બુરાઈ ન કીજે
કાહુ કીસીકોં દિલના દીજે (બે વાર બોલવું) ૦ ૧



(ગુપ્ત જ્ઞાન દર્શન) રાગ—કાનરો (પદ ૧૬ મો)

મરમ સમજ રે મનવા મેરા, તોમે સમાસ હોય જબ તેરા૦ ટેક
મન જગતકા ધારણહારા, મન હુએ નીવડયા સસારા૦ ૧
ચૌદહિ લોક કુર્યા હૈ મનકું, તાતે મન પાયા બંધનકુ૦ ૨
મન સુવેતે હૈ સબ રામા. લોક પરલોકકી ભાંગી કાંમા૦ ૩
મન સુવેતે રહે જે મનવા, સો હરીરૂપ જાનીયેં જનવા૦ ૪
કહત અખા રહ્યા નહિ બાકી, જબ હિકમત બૂઝી ગરવાકી૦ ૫



(મૂર્ખતા વિષે)  રાગ—કાનરો  (પદ ૧૭ મો)

એસી મૂરતા યા મનકી, એસી મૂરતા યા મનકી,
પરહરી રામ ભક્તિ સુર સરીતા,
આશ કરત ઓસનકી૦ એસી મૂરતા યા મનકી૦ ટેક
ધુમ્ર સમૂહ દેખી ચાતક જયો,
તૃષિત જાનત મતી ધનકી,
ના તહાં શીતલતા ન વારિ પુનિ,
હાની હોત લોચનકી૦ એસી મૂઢતા યા મનકી૦ ૧
જ્યુ ગજ કાચ બિલોકિ સેન જડ,
છબી બિસાર યા તનકી, ટૂટત અતિ આતૂર આહાર બસ,
છતિ બિસાર આપનકી૦ એસી મૂઢતા યા મનકી૦ ૨
કહા કહુ મેં કુચાલ કૃપાનિધી,
જાનત હો ગતિ જનકી, તુલસીદાસ પ્રભૂ હરહુ દુઃસહ દુખ,
લાજ રખો આપનકી૦ એસી મૂરતા યા મનકી૦ ૩

(પરમાત્માનું સ્વરૂપ) (રાગ સમયાનુસાર) (પદ ૧૮ મો)

દેખો સંતો બ્રહ્મસાગરકી લેહેરી, જામે કોન પુરૂષ કોન મેરી૦ ટેક
કોટિ બ્રહ્માંડ સો ઉપજત છિનમે, સામર્થ એસી હેરી,
કોટિ સ્થિતી કોઉ કાલ રહત હે, કોટિક હોત પ્રલયરી૦ દેખો૦ ૧
રજ ઉપજાવે સત્વ પ્રતિપાલે, તામસ નાશ કરેરી,
ઉત્પતિ સ્થિતિ લય હોત ગુનનતેં, નિરગુનકી ગત ઘેરી૦ દેખો૦ ૨
દેવ દનૂજ મનૂજ ધન ઉપજત, પછી પનગ કહોરી
અગ જગ પૂરન હૈ પરમાતમ, આપહિ આપ ભયોરી૦ દેખો૦૩
આતમ ઉદધી સદા પરિપૂરન, ઘટત ન બઢત લહોરી,
કહે જન નારાયણ સુખ સાગર, જ્યુંકા ત્યું હિ રહ્યોરી૦દેખો૦૪

# પરમ પ્રશ્નોત્તર મણી

પ્રશ્ન—મૃત્યુનો સમય આવે ત્યારે બુદ્ધિમાને શું કરવું?

ઉત્તર—કરવું એટલુંજ કે, કાયિક વાચિક અને માનસિક ક્રિયાઓ, કેવળ પરમેશ્વર પરાયણ હોવી જોઈએ.

પ્રશ્ન—કાયિક વાચિક અને માનસિક એટલે શું?

ઉત્તર—કાયિક એટલે કાયાવડે કાંઇ માયાનું કૃત્ય ન કરવું, અને વાચિક એટલે વાણીવડે નારાયણ નામ શિવાય બીજી વૃથા બકવાદ કરવી નહીં, અને માનસિક એટલે પોતાના મનને એકાગ્રતા પૂર્વક પરમેશ્વર મય કરવો. એજ મૂખ્ય કર્તવ્ય છે.

પ્રશ્ન—પરમેશ્વરમા એકાગ્ર ધ્યાન કેમ રહી શકે?

ઉત્તર—પરમેશ્વરમાં એકાગ્ર ધ્યાન થવાને પ્રથમથી અભ્યાસની ઘણી જરૂર છે; જેમ માયિક પ્રપચ પણ એકાગ્ર ધ્યાન શિવાય સિદ્ધ થતો નથી જેમ, એક સરવાળો કરવો હોય તે પણ એકાગ્ર ધ્યાન શિવાય સિદ્ધ થતો નથી. માટે પરમેશ્વરમય એકાગ્ર ધ્યાન કરવાને હમણાથીજ દરરોજ બની શકે તેટલો જરૂર અભ્યાસ રાખવો જોઇયે.

પ્રશ્ન—વિદ્યા તે કોને સમજવી?

ઉત્તર—વિદ્યા તેને સમજવી કે, જેથી પરમેશ્વરની પ્રાપ્તિરૂપ મોક્ષ મળે.

પ્રશ્ન—વીજલીની પેઠે ચંચલ અને અસ્થિર પદાર્થો કયા સમજવા?

ઉત્તર—ધન, યૌવન અવસ્થા, અને આયુશ્ય૦

પ્રશ્ન—આ જગતને વિષે ઉત્તમમા ઉત્તમ અને દુર્લભમાં દુર્લભ શુ શુ સમજવુ?

ઉત્તર— ॥ શ્લોક ॥

जतुनां नरजन्म दुर्लभमत पुस्त्व ततो विप्रता,
तस्माद्वैदिक धर्म मार्ग परत विद्वत्त्वमस्मात् परम् ,
आत्मानात्म विवेचन स्वनुभवो ब्रह्मात्मना संस्थिति,
मुक्तिर्नोशतजन्म कोटिसुकृतै पुण्यैर्विना लभ्यते ॥ ७ ॥

અર્થ—પ્રાણીઓમા મનુષ્ય જન્મ મળવુ એ પ્રથમ દુર્લભ છે, મનુષ્યમા પણ પુરૂષ થવુ એ દુર્લભ છે, પુરૂષ થયા પછી પણ બ્રાહ્મણપણુ દુર્લભ છે, બ્રાહ્મણ થયા પછી પણ વૈદિકધર્મના માર્ગમા રહેવુ એ દુર્લભ છે, વૈદિક માર્ગમા રહ્યા છતા પણ, વિદ્વાન્ થવુ એ દુર્લભ છે, વિદ્વાન થયા પછી પણ આત્મા અનાત્માનુ વિવેચન કરવુ એ દુર્લભ છે, આત્મા અનાત્માના વિવેચનથી પણ સ્વરૂપનો અનુભવ કરવો એ દુર્લભ છે, સ્વરૂપના અનુભવથી પણ બ્રહ્મરૂપે સ્થિતિ કરવી એ દુર્લભ છે, માટે મુક્તિ, એ હજારો જન્મના કરોડો સુકૃત પુણ્ય વિના મળી શક્તી નથી

પ્રશ્ન—જેનુ મુલ્ય ન થાય એવી અમુલ્ય વસ્તુ શુ હશે ?

ઉત્તર— ॥ શ્લોક ॥

आयु क्षण लव मात्र न लभ्यते हेम कोटिभि' कापी,
तच्चेत् गच्छति सर्व मृषा तत काधिका हानी ॥ ८ ॥

અર્થ—કરોડો સોનામોરો ખરચનાથી પણ ક્ષણમાત્ર આયુષ્ય મળતી નથી માટે એવી અમુલ્ય આયુષ્યના વરસોના વરસ પરમેશ્વરના નિયમો પ્રમાણે ન ચાલતા, વૃથા પશુ જેવી ક્રીયાઓમા ગુમાવી નાખે છે, તે ઉપરાત બીજી મોટી હાની તે શુ ગણાય ? પૈસા ટકાની હાનીનો સર્વ કોઇ હીસાબ કરે છે, પણ અમુલ્ય આયુષ્ય લુટાઇ જાય છે, તેનો તો હીસાબ પણ નથી એ ધોળે દિવસે કેટલુ અધેર ગણાય ?

# શ્રી વિવિધ વિલાસ રૂપ હીરાનો હાર.

ગુણવતા ગભીર નર, દયાવાન દાતાર;
અતકાળ તક નાં તજે, ધૈર્ય ધર્મ ઉપકાર૦ ૮
કદરદાર ઉદાર શ્રી, સત્યયુક્ત અમીરાત,
ધર્મ મોક્ષ પાવત પુનિ, જગમે જશ વિખ્યાત૦ ૯
ઐસે સાધનવાન નર, વિરળ હોત જગ રત્ન;
દયાવાન દિલમેં કરે, પર હિતકારક યત્ન૦ ૧૦
ચાહત ચંદ ચકોર વત, અતિ ઉમગ ઉર આન;
વારવાર વંદન કરેં, ધરેં નિરંતર ધ્યાન૦ ૧૧
ભૂત બાત ચિતવે નહીં, નાંહિ ભવિષ્ય બિચાર.
વર્તમાનમે મગ્ન વ્હે, ગ્યાની સો નિરધાર૦ ૧૨
સ્થિતી સર્વદા રહત હૈ, ગ્યાનીકી ગભીર;
જાનત વાકે મર્મકો, તત સમાન શુરવીર૦ ૧૩
શૂરવીર તાકો કહત, સાધુ સંત પોકાર
કટાક્ષ બાણોસેં બચે, બનીતા કે મન માર૦ ૧૪
મન મારનકીં ઔષધી, સદગુરૂ દેત દિખાય;
ઇચ્છક પરમાનંદકો, સો ગુરૂ શરને જાય૦ ૧૫

(પ્રકૃતી અને પુરુષ.) (સાખી દક્ષણિ ચાલની.)

પ્રકૃતિ મૂર્તિ સ્થિતી સ્ફુર્તિ, ભિન્ન ભિન્ન સબ ભાસે;
નિરાભાસ ચિદ્દઘન સ્વરૂપમે, માયા નાહિ પ્રકાશે. ૧
માયા જાયા ધન દ્રવ્યરૂપી, પાતક રૂપ પીછાનો;
નિરાભાસ આભાસ હીન સત, ચિદાનંદ મય જાનો. ૨

(પરમેશ્વરનો ભરોસો)    (કવિત)

ધીરજ ન છાંડીયેં, અરૂ ધાઇયેં ન ધામ ધામ,
દીન બચન ભાખે, નહીં દીનતા મગેગી,
ચિંતા મત માનો, ચિત ચાતુરી ન ત્યાગો,
ગિર નીચનકો નાખે, નહિ આપદા ટગેગી,
લેખન કહે અધમ આધીન હોય મત રહો,
શેખીકે છાંડે નહિ, સપ ા ભરેગી,
જા િન રઘુનાથ હાથ છાયા હોગી,
તા િનસેં પ્રાપ્તિ, આય પાયન પ ગો૦ ૮

(ફિરસ્ત્રી પરિણામ)    (કવિત)

કાયાહુતેં કામ જાત, ગાઠહુતેં નામ જાત,
નાગહુતેં નેહ જાત, રૂપ જાત અગતેં,
ઉત્તમ સબ કર્મ જાત, કુલકો સબ ધર્મ જાત,
ગુરૂજનકી શર્મ જાત, મદન ઉમગતે,
રાજગ રીત જાત, જગતમે પ્રતીત જાત,
ઇશ્વરસો પ્રીત જાત, અપને ચિત ભગત,
જપ તપકી આશ જાત, સુરપુરકો વાસ જાત,
શાસ્ત્રકો અભ્યાસ જાત, પરનારી કે સગતે૦ ૯

(રોટલીનો મહાતમ્ય)    (કુંડલીઓ)

રોટી તુજકુ રગ હૈ, પાવત સબ સસાર,
ગ્યાની ધ્યાની જોગિ જતિ, જબ લ ા પોચે અહાર,
જબ લગ પોચે અહાર, પાર ગત પ્રેમ ા સૂજે,
ભૂખ સમય કછુ બાત ઓર નર કછુ ન બૂજે,
કહે દીન દરવેશ, હૈ સબ દેવનતેં મોટી,
પાવત સબ સસાર ગ હૈ તુજકુ રોટી૦    ૧

( કછી ભાષામાં સવૈયા. )

જગતમેં રોણુ થોડો, જમજો લગંધો જોડો,
છદે વેને વેલા મોડો, હલેં નથો ડરીરે૧
દિસાજેં તો વદો ગૂડ, રાત દીતો કરીએ કૂડ,
તુ તાં ફિટિ થીનેં ધૂડ, રખ થીને બરીરે,
જેંજી વેઠો કરીએં આસ, દીન દુ:ખી થીએં દાસ;
સેતાં મિડે થીંધા નાસ, ન્યારીએં ન ફિરિ રે;
સાજન ચે સુંજા વલા, એડો દુ:ખી થીંએ કુલાએ;
ઓચેંધીં અચિંતી બલા સભારીએ ન હરી રે૦

દિસ કીં વિચાર હાણુ, જદેં તું છદીને પ્રાણુ;
કોએ ન હલધે જાણુ, ધન પુત્ર કાયારે;
તુંતો કરીએ મુંજી મુંજી, ભેડી કરીએ રખેં પૂંજી;
પેતી કે લગાએ કુંજી, સેતા માયા છાયા રે;
મિડે છદે વેંને વલા, હથ તોજા રોંધા ઠલા;
કુલાએ તો પિટિએં જલા, સમજેં ન દાયા રે;
સાજનચે સુંજા બેલી, ભેડી કીન દીધે થેલી;
છદે વેને હી હવેલી, જેંજા ઊના પાઇયા રે૦

(બૃજમંડલ) હોરી ૧૦ મી.

યા બૃજમે હોરી ખેલે ભામની, (બે ત્રણ વાર બોલવું)
માથે તીલક વાંકે દમકે દામિની૦ યા બૃજમે૦— ૧

( બોલો શ્રી ગોવર્ધનનાથકી જે. )

॥ ૐ ॥



મહાત્મા શ્રીદેવકૃષ્ણ મહારાજ

( પ્રણિત )

# શ્રીવેદાંત પદાવળી.

અત્યત આનંદદાયક, અને રમણીય રાગ રાગણીઓમા

થોડીજ નકલો બાકી છે    કીમત આના બાર

મલવાનુ ઠેકાણુ—પંડિત જેઠારામ મુ. દહેની દુકાને મુંબાદેવી પાસે

## વિશેષ ખુલાસો.

૧ આ ચોપાન્યાનો અંક ૧ લો તારીખ ૧૫ મી ફેબ્રુવારી સન ૧૮૮૬ ના શુભદીવસે બહાર પડયો છે. પણ પ્રથમાંક ઉપર જાનેવારી મહિનો લખવાનું કારણ એટલુજ કે, હમેશાને વાસ્તે હીસાબ સરખો રહી શકે.

૨ હવે માર્ચ મહીનાનો અંક એપ્રીલમાં, અને એપ્રીલ મહીનાનો અંક પણ બનતીકોશેસથી એપ્રીલમાંજ મોકલાવશું; અને તે પછી ચોપાન્યુ ચોકસ નિયમસર મોકલવામાં આવશે; ગુણવાન ગ્રાહકોને એટલી સૂચનાથી સંતોષ થશે

### * ગ્રાહક થવાને ખુશી હોય તેઓને ચેતવણી. *

૩ "આનંદ" આહા !!! ખરેખર સર્વોપરી પદવી ધરાવે છે, કેમકે, સર્વ પ્રાણીમાત્ર સર્વ ક્રીયાઓ કેવળ આનંદને વાસ્તેજ કરે છે એટલાજ વાસ્તે આનંદની કીમત તો થાયજ નહીં. પરંતુ ચોપાન્યાની કીંમત ( માસ ૧૨ સુધીના રૂ ૨) પ્રથમજ નામ નોંધાવતી વખતે લેવામા આવે છે બાહાર ગામવાળાઓ પાસેથી ટપાલ ખર્ચ લેશું નહીં.

૪ દશ નકલો ખરીદ કરનારને એક નકલ વધારે મળશે; અને દશ નકલો ભરાવી આપીને તેના રૂ ૨૦) જેમે કરાવશે તેને તેના એ પેસા ગ્રાહકો કાયમ હશે ત્યા સુધી ચોપાન્યુ મફત મોકલવામા આવસે.

૫ જે સદગ્રહસ્થોની મરજી થાય. તેઓએ નીચે પ્રમાણે સિરનામુ લખીને તરત જણાવવા કૃપા કરવી, કેમકે બાલાસમા નકલો બાકી થોડી છે, પાછલ રહી જનારને આગળા અંકો મળી શકસે નહીં

ભીમજી વિ૦ પુરૂષોત્તમ.

ઠેકાણું-શેઠ ઠાકરશી મુલજીની ઓફીસ કોટમા હમમસ્ટ્રીટ.
મુંબઈ.

# સુખદાયક સુચિપત્ર.

૧. પ્રેમીજનોએ ચોપાન્યું વાંચવાનું અથવા વંચાવીને સાંભળી લેવાનુ કામ મુલત્વી ન રાખવું જોઇએ, કેમકે વાંચ્યા વગર તેમાંના રહસ્યની ખરીખૂબી ધ્યાનમાં આવતી નથી; કેટલાક મિત્રોએ અધુરું સધુરું વાંચીને પૂરતો રહસ્ય મેળવ્યો નથી તેઓનેજ વાસ્તે આ મજકુર સુચના નિવેદન કરી છે. ચોપાન્યું બગાડવું કે ખોઈ નાખવું નહીં.

૨. માસ બાર સુધી માત્ર રૂ ૨)માં "શ્રી આનંદસાગર"ની માંગળિક મોજ જેઓને જોઇતી હોય, તેઓએ પોતાના નેકનામો નીચે પ્રમાણે શિરનામુ લખીને જણાવ્યાથી દરમહિને એક નકલ ગેર બેઠે નિયમસર હાજર થશે.

૩. દશ નકલો ખરીદ કરનારા સાનવંતા મુરબ્બીઓ, તથા દશ નકલો કમીશનથી ખપાવનારાઓને દરમહિને એક નકલ વધારાની મહ્યા કરશે.

(બહાર ગામવાળા ગુણિ ગ્રાહકો ને વાસ્તે)

** (વિષેશ વિનંતી.) **

૧ મેહેરબાન સાહેબો, મેહેરબાની કરીને લવાજમનાં પોહોચ પત્રમાં આપ સાહેબનાં નેકનામની આનંદકારક યાદિશન ન કરવાને, મની, આરડર અથવા પોસ્ટનોટ માર્ફત મોકલવાની કૃપા કરવાથી સેવક ઊપર મોહોટો આભાર થશે એજ અરજ.

૨. ગામ અથવા ઠામ. બદલાવો ત્યાર તરત લખી જણાવશો.

ભીમજી વિ૰ પુરૂષોત્તમ.

ઠેકાણું—શેઠ ઠાકરસી મુલજીની ઑફિસ કોટ હમમસ્ટ્રીટ મુંબઈ.



॥ ॐ ॥ ॥ श्रीआनदस्वरूपायनम ॥ ॥ ॐ ॥

## ઉપજાતિ વૃત

આયુષ્યમાથી પળ ઓછી થાય, અમુલ્ય તે નહીં ફરી મેળનાય,
જરૂર છે જીવન આ જનારૂ, કો કરો કાંઈક કામ સારૂ ૧

---

## પાચ પારસમણી તથા હીગનોહાર

૧ આરભમા શ્રીમગનમણી
૨ શ્રીપતિનના પારસમણી
૩ શ્રીપરમ પ્રશ્નોત્તરમણી
૪ શ્રીવિધાની શ્રેષ્નારૂપી મણી
૫ શ્રીવિવેક વાણીરૂપી મણી
૬ વિવિધ વિધામરૂપ હીગનોહાર

( લક્ષ લગાડીને વાચજો )

## ॥ श्रीमंगलमणी ॥



**मंगलं भगवान विष्णु, मंगलं गरुडध्वज ॥**
**मंगलं पुंडरिकाक्ष, मंगलायतनो हरी ॥ १ ॥**

**શ્રીરામનન્દન અષ્ટક બીજો વસંતતિલકાછંદ પદ ૧૯ મો.**

શુદ્ધ સ્વરૂપ કરૂણામય કષ્ટહારી,
આનંદ૦અંતર નિરામય નિર્વિકારી;
સત્યપ્રભા પુરિત નિર્મળ નિત્ય નાદો,
એવા શ્રીરામગુરૂ અંતરમાં બિરાજો૦ ૧

વેદાંત શાંત રસ મિશ્રિત વક્ત્રવાટે,
આપ્યું સુધા સરસ સુંદર જ્ઞાન ઘાટે;
જેથી ગયા જનતણા વિરમી વિષાદો૦ એવા શ્રીરામ૦ ૨

વ્યાખ્યા સુણાવિ કરિ શુદ્ધ સમસ્ત બોધો,
ટાળ્યા તને વિષ ભર્યા વિષયો વિરોધો;
હર્ષે હર્યા હૃદયથી પૂરતા પ્રસાદો૦ એવા શ્રીરામ૦ ૩

દેશાંતરે ફરી હર્યા જન તાપ આપે,
શિષ્યો કર્યા સુમતિવાન પુરી પ્રતાપે;
સદ્ જ્ઞાનવાનજ કર્યા સહસા સમાજો૦ એવા શ્રીરામ૦ ૪

અદ્વૈત અંતર અખંડ ઉદય કરેલું,
કાપ્યું કટાક્ષ દ્રઢ ધ્વાંત હતું ઠરેલું;
વેગે હર્યા અતિવિકાર ભર્યા વિવાદો૦ એવા શ્રીરામ૦ ૫

શૌચ્યાર્થ ાગી અવિચારિ ન આપ રૂપે,
તાર્યાં જનો બહુ પડ્યા ભવઅન્ધ કૂપે,
આનંદ આપી નિજરૂપ કરી લીધાજેo એવા શ્રીરામo ૬

જ્ઞાનામૃતે વરિ મજીવન મત્ર કર્તા
જ નવ જાગ વિજ્ઞાન વિરાગ ધર્તા,
પૂર્ણ પ્રભાકર પ્રભા પરખાવતા જેo એવા શ્રીરામo ૭

તત્વર શાન્તિ ભરી શાન્તિ સમસ્ત પૂરી,
વિદ્યા સ્વતંત્ર નહી જગ જરા અધૂરી,
નોધારમ કાચન સમાન કરાવતાજેo એવા શ્રીરામo ૮

શુદ્ધ નિત્ય મુક્ત મય સ્થિર આપ ધર્તા,
પૂર્ણેન્દુ સુ ર અપાર વિચાર ભર્તા,
સ્વામી કૃપાકર મ ! મુજ સાધ્ય થાજો,
એવા શ્રીરામ ગુરૂ અંતરમાં બીરાજેo ૯

---

## वसंततिलकाछंद

रामाष्टकं पठतियः सुवरं सुपुण्यं
व्यासेन भाषित मिदं शृणुते मनुष्यः ॥
विद्यां श्रियं विपुल सौख्य मनन्त कीर्ति
संप्राप्य देह विलये लभतेच मोक्षं ॥१०॥

અર્થ—આ મહાપવિત્ર એવું શ્રીરામચંદ્રનાષ્ટક કે જે સાક્ષાત શ્રીમદ્ આચાર્ય શ્રીભગવાન વેદવ્યાસજીના મુખથી ગવાયલું છે, અને પરમ પુણ્યકારક ને શ્રેષ્ઠ છે, તેને જે મનુષ્ય નિર્મળ ભક્તિથી નિત્ય પાઠ કરે અથવા શ્રવણ કરે તે પુરૂષ નિશ્ચય કરીને ઉત્તમ વિદ્યા, સુખરૂપ લક્ષ્મી, અનંત એવી પ્રકાશમાન કીર્તીને પ્રાપ્ત થઈ અંતે મોક્ષ (એટલે પરમેશ્વરના પરમપદને) ની પ્રાપ્ત પામે છે ૧૦

## શ્રી પતિવ્રતા પારસમણી.

શ્રીકલ્યાણપુર નામે એક સુંદર શેહેરનો દુષ્ટદમન નામે રાજા તમામ રૈયતનું શાસ્ત્રોકત નીતિ પ્રમાણે રક્ષણ કરવાના કુશળ હતો, મહાવિદ્વાન અને બુદ્ધિમાન કારભારીઓ પર બહુજ સ્નેહ ધરાવતો, સુખરૂપ સુધર્મ કથા શ્રવણ કરવાનેં અને પ્રશ્ન પ્રશ્નો પુછી સમાધાન સાધવાને. પોતાની પુરીને વિષે વસનારા બે બ્રાહ્મણો જેઓ બેહદ બુદ્ધિમાન અને ભગવત ભકત હતા, જેનાના એકનુ નામ શિવદત્ત હતું અને બીજાનું નામ બ્રહ્મદત્ત હતુ, એ બેઉ વિદ્વાનોની આંતરિય પવિત્ર વૃત્તિ નિરતર ધર્મમાં કુશળ હતી. વેદાદિ સર્વ શાસ્ત્રોમાં પ્રવીણ હતા દેવતાઓ પણ તેઓની પ્રશંસા કરતા હતા. એવા સદાચારવાળા, અને લોકોપર અનુગ્રહ કરનાર પરમધર્મની સિક્ષા પરાયણ, લોકોને ધર્મ સંબંધી અભિરૂચી વધારનારા. પોતે ધર્મની કળાઓને ધારણ કરનારા આ બેઉ બ્રાહ્મણો શ્રીકલ્યાણપુરના રાજા અને પ્રજાઓથી પણ ગણા સત્કારને પામેલા. કોઇ સમયને વિષે રાજ સભામા વિદ્યાના વિનોદમા ઘણાક પંડિતોના સમૂહ સહિત બિરાજમાન હતા: તે સમયનેં વિષે બુદ્ધિમાન દુષ્ટદમન રાજા પોતાની દર્શનિક-અને ઉજવલ સભાના સ્નેહ સહવર્તમાન અત્યાતુરતાયુકત વખાણવા યોગ્ય વિનયવાણીથી નીચે પ્રમાણે પ્રશ્ન પુછે છે'—હે બ્રહ્મન ! આપ સર્વ શાસ્ત્રોને જાણવાવાળા છો તમારાં થકી સર્વ ધર્મો અમે શ્રવણ કરેલા છે. તો પણ શ્રીપતિવ્રતાનું ઉત્તમ વૃત સાંભળવાની ઇચ્છા રાખુ છુ. પેહેલાં તો પતિવ્રતા કોને સમજવી તેની પ્રીતી કેવા ધર્મ પરાયણ હોય છે અને તેને કર્તવ્ય શું છે, તે નિશ્ચય કરીને ખુલાસેવાર કે-

કેવાને આપ યોગ્ય છો? આટલું પ્રશ્ન સાભળીને અત્ત નામના
મહામુની ક્ષણમાત્ર ધ્યાન ધરીને ઉત્તર આપે છે કે—હે બુદ્ધિમા
નોમા વિવેકી રાજા આ પ્રશ્ન ઘણુ રૂડુ પુછ્યુ છે, જેનો ઉત્તર જે
કે અલ્પમા વર્ણન કરવાને પરમેશ્વરની પરમ કૃપાથી હિમ્મતવાન
થાઉછુ તો તે પ્રસગ એકાગ્ર ધ્યાનથી સાભળનારને નીતીના [illegible]
જેના શ્રવણ કરવાથી સર્વ પાપ નાશ થઇ જાય છે, પ્રથમ તો
પતિવ્રતા કોને કહીયે તે કહુછુ જેના અનુભવથી તમામ સશયો
દુર થઇ જશે જુઓ ધ્યાન રાખો

## ॥ शिखरिणीछंद ॥

सदाशांताशुद्धा कुलजनभवादोषरहिता
नवीनार्कव्याज परिपटलपाटीपरिवृता,
सुभूषागैर्नम्रा पतिचरणसेवावनमिता,
सदासेवासक्ता पतिसुमुखचंद्रामृतपरा ११
कलापांगीशुभ्रा पतिचरणभावैर्विजयते
नतस्यासंभिन्न पतिविमुखभावःकाचिदपि,
तथाटोपैर्युक्त, पतिमनिशमाभावयतिसा
नतस्या सौभाग्यं कविजनगिरामार्गरटित १२

અર્થ—નિરંતર શાંત અને શુદ્ધ સ્વભાવ, કુલિન કુળને વિ
ષે ઉત્પન્ન થએલ, સર્વ દોષોથી રહિત ઉદય થતા સૂર્યના જેવી
પ્રકાશમાન, શક્તિ પ્રમાણે સુંદર ભુષણોને ધારણ કરેલ, અને ન
મ્ર એટલે પતિની સેવામા નમ્રતા યુક્ત અખંડ પતિને પ્રસન્ન
રાખવાની ઉત્કંઠાવાળી, પોતાના પતિનુ સુંદર મુખચંદ્ર રૂપી
અમૃત પાન કરનારી— ૧૧

વળી પોતે શુભ્ર સમાન, અને મનોહરછે કટાક્ષ જેનાં, અને પતીના ચરણની ભાવનાએ કરીને જય વરતે છે જેનો, તેવી સતી સ્ત્રીને, કોએ સમય પણ પતીનું વિમુખભાવ થાતો નથી, વળી જો કે દોષ યુક્ત એવા પતીનો, જે સતી ધ્યાન કરે છે તેનું સૌભાગ્ય નામ અહો ભાગ્ય વર્ણન થવાને કવી જનોની વાણીના માર્ગમાં આવતુ નથી. ૧૨

એ પ્રમાણે પતિ એજ જેનું પરમ દૈવતછે એવી પતિવ્રતાના દર્શનથી સર્વ પાપનું ક્ષય થાયછે. જે ઘરનીઅંદર પતિવ્રતા, પતિનું આરાધન પરિપૂર્ણ પ્રેમથી કરે છે, તે ઘરમાં નિઃસંશય સર્વ ધર્માર્થ કામ અને મોક્ષને આપનારા દેવતાઓ નિરંતર નિવાસ કરે છે, મંગલયુકત શકિત ધારણ કરનારા, અનેક શુભ શાસ્ત્રોમા પ્રખ્યાત એવા અને મહાપાપને નાશ કરનારા અદભુત વિજ્ઞાનવાળા શ્રી ગણપતિ આદિ દેવતાઓ, જેઓ બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર શકિત મહાલક્ષ્મી તથા સરસ્વતી વરૂણ, ઈંદ્ર, કુબેર, યમાદિ જેમાં મુખ્ય એવા સર્વ દેવતાઓ, પતિવ્રતાના ઘરમા નિવાસ કરે છે, અને સર્વદા સુખ શાંતી રાખે છે.

એટલું સાંભલી લઇને રાજા હુલ્લાસથી હસ્તે મુખડે બોલ્યો કે, હે ગુરૂ! "આપ ધન્ય છો કૃત કૃત્ય છો, ધર્મને પ્રવૃત કરવાવાળા બ્રહ્મરૂપ છો. એટલાજ વાસ્તે ધન્ય છો, અહો ભાગ્ય અમારા કે આપ સરીખા મહાત્મા, જેઓ કેવલ જગતના હિતને વાસ્તેજ અવતાર ધરેલો છે, તેઓનુ સતસંગ પ્રાપ્ત થવાથી અમો પણ ધન્ય છૈએ, સંપૂર્ણ નગર પણ ધન્ય છે, એમાં કાંઇ સશય નથી, જે સમાજમાં પતિવ્રતાના ધર્મનો પ્રચાર કરવાવાળા આપ સરીખા ગંભીર વિદ્વાનો શોભે છે. તેઓનો મહિમા ત્રણ ભુવનને તારે છે.

હે મહારાજ ! પરમ અદ્ભુત એવું પતિવ્રતાનું પવિત્ર આચરણ જગ વિસ્તારથી શ્રવણ કરવાની ઇચ્છા રાખું છું જેના શ્રવણ માત્રથી સર્વે ઇચ્છિત લાભ થાય છે, જે સ્થાનમા પતિવ્રતાનું પ્રેમ પ્રસારક પ્રસંગ પરમ પ્રીતિથી સારી રીતે વખણાય છે તે ઠેકાણે મોક્ષને આપનારા વેદો વિશેષે કરીને પ્રવર્તે છે એવું આનંદકારી વ્યાખ્યાન અમોને કેવાને આપ લાયક છો

બ્રહ્મદત્ત પંડિત કહે છે કે હે રાજા, જે પ્રસંગ તું જાણવાની ઇચ્છા ધરાવે છે તેનું ટુંકામા, પણ સમજવા લાયક વ્યાન મારી નજરે નજર અનુભવ કરેલો કહું છું, તે સાવધાન ચિત્તથી સાંભળો, હે રાજા ! મારી પોતાની માતા પતિવ્રતા ધર્મમા ઘણી પ્રિતીવાળી હતી, અને તે મારા પિતાની સેવામા સુખદાયક નિયમોથી નિરંતર વર્તમાન રેહેતી, પ્રાતઃકાળમા પતિથી પેહેલા ઉઠીને પરમેશ્વરરૂપે પતિનું ધ્યાન કરવા બાદ પતિના મુખારવિંદને વારંવાર પ્રેમ સહિત પ્રસન્ન ચિત્તે ટકટક જોયા કરતી, જાણે ચકોરી ઉભી ચંદ્રામૃતને પાન કરતી હોય, તેમ સુશોભિત વસ્ત્રાલંકાર સહિત હાથ જોડીને ઉભી રેહેતી, પતિ જાગ્રત થતાજ પરમ પ્રેમ પોષક સ્તોત્રોથી હાથ જોડીને સ્તુતિ કરતી અને નમસ્કાર કર્યાબાદ તરતજ નિયમિત ક્રિયાઓમા પોતાના તરફથી જોઈતા અસબાબની પૂરતી તૈયારી રાખતી મારા પિતા સુષુપ્તિ અવસ્થાનો સુખરૂપ અમૃત પાન કરવા પછી સાક્ષાત વેદો જેને નેતિ નેતિ કરી ગાયન કરેછે, એવા આનંદસ્વરૂપ પરમાત્માનું ધ્યાન કરતા, આ સંસાર સાગર શું ? અમૃત અને કલ્યાણરૂપ વેદો જેની સ્તુતી કરે છે, એવા પરમાત્મા, જેને ભક્તિવડીએ પ્રાપ્ત થવાથી પુનરપી જન્મ-મરણ થતો નથી વળી પરમાત્મા કેવા કે યોગશાસ્ત્રમા નિપુણ એવા યોગીઓના અધિષ્ટાન સ્વરૂપ, સામવેદ અર્ચન કરનારા

પુરૂષોથી ગવાયલું, ધ્યાન કરનારા ધીર પુરૂષોથી ધ્યાનમાં ધરેલુ, એવું અમૃતમય જે ગણપતિ આદિ લઇને અનેક દેવતાઓના અદ્ભુત રૂપને ધારણ કરવાવાલું ભાસ્યમાન તેજોમય આનંદરૂપ પરબ્રહ્મ પરમેશ્વરનું ધ્યાન મારા પિતા પ્રભાતે ઉઠીને કરતા હતા.

એ પ્રમાણે પ્રભુના સ્વરૂપનું આનંદમય ધ્યાન કર્યા પછી કાયિક, વાચિક, અને માનસિક ક્રિયામાં પ્રવૃત થતા એવા મારા પિતાજીની આગલ હાથ જોડીને ઉભેલા મારા માતુશ્રી તે પ્રસંગને અનુકુળ એવા ઉપયોગી દંતધાવનાર્થે આસન અને શુદ્ધ જલની ઝારી આદિક પદાર્થો તૈયાર કરી લાવતા હતા; આ પ્રમાણે પ્રાતઃ કાલની ક્રિયા કરાવ્યા બાદ સ્વામીને સ્નાનાદિક કરાવીને સંધ્યા ગાયત્રી કરવાને સુવર્ણવત સ્વચ્છ પાત્રો, તથા જલાદિક પરમ પવિત્ર સંડનાદિથી મંગળમય સ્વરૂપેં સ્વયસાનંદ શોભતા હતા.

( તે પછીનો સેવાનો પ્રકાર ચોથા તરંગમા યાદ રાખીને વાચશો. )

---

## મનહર છંદ.

પતિ હી સું પ્રેમ હોઇ, પતિ હી સું નેમ હોઇ,
પતિ હી સું ક્ષેમ હોઇ, પતિ હી સું રત હૈ;
પતિ હી હૈ યજ્ઞ યોગ, પતિ હી હૈ રસભોગ,
પતિ હી સું મિટૈ સોગ, પતિ હી કો યત હૈ;
પતિ હી હૈ જ્ઞાન ધ્યાન, પતિ હી હૈ પૂન્યદાન,
પતિ હી હૈ તીર્થ સ્નાન, પતિ હી કો મત હૈ;
પતિ બિનુ પત નાહી, પતિ બિનુ ગત નાહી,
સુંદર સકલ વિધિ એક પતિ વ્રત હૈ. ૨

---

# શ્રીપરમ પ્રશ્નોત્તર મણી



પ્રશ્ન—શ્રી આનંદસ્વરૂપ નારાયણના સાચા સેવકોને કયા લક્ષણો પરથી ઓળખવા ?

ઉત્તર—કેવળ પરમેશ્વર પરાયણ જેનું શુદ્ધ અંતઃકરણ છે, તેના અંતઃકરણમાં ધર્મોત્કર્ષ દર્શક સદ્ગુણો રહેલા હોય છે, તે પરથી પરમેશ્વરના ભક્તજનો ઓળખી શકાય છે

પ્રશ્ન—વૈશ્નવ એટલે ભગવત ભક્તનેઓળખવાના લક્ષણો સવિસ્તાર જાણવાને ઉત્કંઠા રાખું છું

ઉત્તર— શ્રીકૃષ્ણ પરમાત્માએ ઉદ્ધવજી પ્રત્યે કહેલું છે કે પ્રથમતો મારી અમૃત સરખી કથામાં શ્રદ્ધા, અને શ્રવણ કર્યા પછી નિરંતર મારી કથાનું વ્યાખ્યાન, મારી પૂજામાં નિરંતર નિરમળ નિષ્ઠા, સ્તોત્રોથી નિરંતર મારી સ્તુતી, સેનામાં પરિપૂર્ણ પ્રેમ, સર્વ અંગોથી નમસ્કાર, મારા ભક્તોનું વિશેષ પૂજન, સર્વ પ્રાણીઓમાં મારી ભાવના એટલે સમદ્રષ્ટી, મારા શાસ્ત્રોક્ત નિયમો પ્રમાણે સર્વ લૌકિક ક્રિયા, અને વચનથી મારા ગુણોનું કથન, મારા ભજનમાં ભંગ પાડનારને દુરથીજ નમસ્કાર, ઇત્યાદિ ઉત્તમ ગુણો જેમાં વર્તતા હોય તે સાચો મોક્ષભાગી સમજવો, એવા પરમ ભક્તોને ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય, અને ઐશ્વર્ય અવશ્યમેવ પ્રાપ્ત થાય છે

પ્રશ્ન—ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય, અને ઐશ્વર્ય તે શું ?

ઉત્તર— જેથી પરમેશ્વરમાં પરમ પ્રીતી ઉત્પન્ન થાય તેનેજ ધર્મ સમજવો, અને સર્વમાં એક પરમેશ્વર છે એવી નિરંતર

નિરમળ અને નિર્વૈર દ્રષ્ટી તેનેજ જ્ઞાન સમજવો; અને ચંચળ સ્વરૂપવાન વિનાશી વિષયોથી અસંગ રેહેવું એજ વૈરાગ્ય, અને જગતમાં ખ્યાતી લાભ અને પૂજા વિગેરે ધનાદિક સુખ સપતી તેનેજ ઐશ્વર્ય સમજવું.

પ્રશ્ન—ધર્માદિકનાં જે લોક પ્રસિદ્ધ લક્ષણો છે. તેઓથી તમે જુદા લક્ષણો કહ્યા, રખેને યમ નિયમાદિકમાં પણ સંખ્યાનો અથવા સ્વરૂપનો કાંઈક ફેરફાર હોય!! એવી શકાથી પુછુછું કે, યમ કેટલા પ્રકારનો અને નિયમ કેટલા પ્રકારનો કહેલો છે.

ઉત્તર—અહિંસા એટલે મને ક્રમે વચને હિસા કરવી નહીં, સત્યમાં પ્રીતી, પરાયા ધનમાં હરામની દ્રષ્ટિ ન કરવી. કુસંગ ન કરવો, લજ્જા, અસચય, ધર્મમાં વિશ્વાસ, બ્રહ્મચર્ય. મૌન, સ્થિરતા, ક્ષમા, અને અભય એ બાર પ્રકારનો યમ કહેલ છે; તથા બાર પ્રકારનાં નિયમ કહેલા છે; અંતરમાં પવિત્રતા, બહારની પવિત્રતા, જપ, તપ અને હોમાદિ ધર્મમાં આદર, અતિથીનો સત્કાર, અને તીર્થયાત્રા. દેવસેવા, પારકાના શુભનેવાસ્તે ઉદ્યોગ, સતોષ અને ઇષ્ટસેવન, એ પ્રકારના બાર નિયમ કહેલા છે.

પ્રશ્ન—શમ એટલે શું?

ઉત્તર—બહારની શાંતિ રાખવી એ પણ ઉત્તમ છે. પણ પરમેશ્વરને પરિપૂર્ણ જોવો એ સર્વોપરી શમ છે.

પ્રશ્ન—દમ એટલે શું?

ઉત્તર—ચોરાદિક દુષ્ટોનો નિગ્રહ કરવો તે તો ઠીકજ છે પણ ઇંદ્રિયોનો અધર્મ માર્ગથી નિગ્રહ કરવો તેનેજ દમ સમજવો.

પ્રશ્ન—તિતિક્ષા એટલે શુ?

ઉત્તર—બોજો ઉપાડવો, તડકામાં ફરવુ. તે પણ તિતિક્ષા કેવાય છે. પણ પ્રારબ્ધથી પ્રાપ્ત થએલા દુઃખનું ઉદ્વેગવિના સહન કરવું તેજ તિતિક્ષા સમજવી.

પ્રશ્ન—ધીરજ એટલે શુ ?

ઉત્તર—ઉદ્વેગ ન રાખવો તે પણ ધૃતિ છે, પણ જીભડીને તથા ઊપસ્થના વેગને રોકવો એજ ધૃતિ એટલે ધીરજ સમજવી

પ્રશ્ન—દાન એટલે શુ ?

ઉત્તર—સુપાત્રને પૈસા આપવા એ પણ દાન ગણાય છે, પણ પ્રાણીઓનો દ્રોહ છોડી દેવો એ દાન ઉત્તમ સમજવો

પ્રશ્ન—તપ એટલે શુ ?

ઉત્તર—ચાન્દ્રાયણાદિ વૃત કરવા એ પણ તપ ગણાય છે, પણ તુચ્છની ઉપેક્ષા સહિત પરમેશ્વરમા પ્રીતી, એજ તપ સમજવુ

પ્રશ્ન—શૂરવીર એટલે શુ ?

ઉત્તર—પરાક્રમ કરનારો શુરવીર ગણાય છે ખરો પણ મહા વેગવાળી વિષય વાસનાઓને રોકવી એનુ નામ શૌર્ય સમજવુ

પ્રશ્ન—સત્ય એટલે શુ ?

ઉત્તર—સાચુ બોલવુ તે સત્ય ગણાય છે, પણ ત્રિકાલબાધ્ય અવિનાશી આનંદ સ્વરૂપ નારાયણનુ સ્મરણ કરવુ એજ સત્ય સમજવુ

પ્રશ્ન—સર્વોત્તમ ધન એટલે શુ ?

ઉત્તર—પૈસા, પશુ, વાડી, ગાડી, અને બાગબગિચા, એ તો ઠીકજ છે, પરતુ ધર્મ એજ મનુષ્યોનુ ઉત્તમ ધન સમજવુ જે સર્વ સ્થાનવિષે સુખરૂપ છે

પ્રશ્ન—દક્ષિણા એટલે શુ ?

ઉત્તર—સુવર્ણાદિક દેવુ તેને દક્ષિણા કહે છે, પણ વિદ્યાનો ઉપદેશ આપીને સુખમા વધારો કરવો એનુ નામ તે ઉત્તમ દક્ષિણા સમજવી

---

# શ્રી વિદ્યાની શ્રેષ્ઠતારૂપી મણી.

વાંચનારા સાહેબોને પેહેલા અને બીજા તરંગમા આવેલી ધન વાન અને બુદ્ધિમાનની અશરકારક વાત યાદ હશે; છેલે એમ કહેલુ છે, કે બુધ્ધિમાનના પ્રકાશરૂપ પ્રભાવથી સુખને પ્રાપ્ત થએલો ધનવાન, પોતાના ઇષ્ટદેવ ગુરૂ પ્રમાણે પંડિતજીને માન્ય કરતો હતો; આ ધનવાનના ભાઇને પુત્ર ન હોવાથી ગણીક ચિંતા સંયુક્ત શાસ્ત્રાનુસાર શુભ કર્મમાં પ્રવર્ત રેહેતો, આખરે વૃદ્ધાવસ્થાની નજીકમાં પુત્ર પ્રાપ્તિ થઈ જેથી તે ધનવાન પોતાને કૃતારથ સમજવા લાગ્યો અને પોતાના સુંદર પુત્રને પરમ પ્રીતીથી રમાડવામા બહુજ પ્રસન્ન રેહેતો; આવી રીતે આનંદમાં દીવસો ગુજરતા ચાલ્યા છે. એક દીવસે પુત્રને પારણામા સુવાડીને ઘરના સર્વજનો પોતાના નિયમિત કાર્યમા લાગેલા છે એટલામાં એક દાસી દોડતી આવીને કેહેવા લાગી કે પારણામા સૂતેલા પુત્રને અકસ્માત શું થયું? ઉઠીને જરા જુવો તો ખરા એને આંચકી કેમ ઉપડી છે, એટલું સાંભળતાંજ માતા અને પિતાના તો હોસ ઉડી ગયા ધભરાએલા ચિત્તે રાજવૈદ્યને તરત તેડી આવવા હુકમ કર્યો. પણ વૈદરાજ આવી પહોચવાથી સહજ વખત અગાઉ બાળકની જીવન દોરી શિથિલ થવા લાગી હતી જેને તપાસતાંજ રાજવૈદ્યે માથુ ધુણાવ્યું અને ચેહેરો ફીકો પડી ગયો, વખત વીતતાં અણગટતો સમય આવી પોહોંચ્યો જેથી એકાએક મહા વિલાપ અને સંતાપ પસરી પડ્યુ; મુખ્યત્વે તેના માતા પિતા અત્યંત આતુરતાથી અને સંતાપથી મરણ તુલ્ય થઇ ગયા, તે પ્રસગે પેલા ધનવાન, ભાઇએ વિચાર્યું કે પડિતજીના પધારવા શિવાય

માગ ભાઈ વિગેરે નાતી વાય તમ નથી માટે પડિતજીને માળાગ મોકલ્યો, પડિતજી મહાપ્રવિણ અને પરમેશ્વરના પરમભક્ત હતા તેઓ બોલે છે કે, માયાના મ મા મગરૂમ વએના અને તેના દૂખ રૂપ ફળ ચાખનારૂ પરમેશ્વરથી મહિર્મુખ મૂર્ખ અજ્ઞાનીઓને જોઈ કરી મને બહુ યા આવે છે અને એનો તાપ થાય છે કે સમજણ વગરના મૂર્ખ મનુષ્યો વૃથા ખેદ પામે છે જેમ સમુદ્રને વિષે તરગ ફીણ બુદબુદા ઉપજી કરી પાછા નષ્ટ થઈ જાય છે, તેમજ સંસાર સમુદ્રમા પ્રાણીરૂપી બુ બુ ા ઉપન્ન થઈને નાશ થવા એ પરમેશ્વરની માયાનો એનો નિયમ છે માટે શોક કરવો યોગ્ય નથી જનચર નભચર ઇત્યાદિ અનેક પ્રાણીઓ નાશ થા યછે તેનુ શોક કોણ કરે છે જન્મવાનનો મરણ પણ અવશ્યમેવ છે કોઇ પણ સ્થિર રહ્યુ નથી અને રહેવાનો પણ નથી કેટલાક પ્રાણીઓ રોગાદિક વડીએ નાશ થાય છે અને કેટલાક નીચે ર ાનેના ક્રમ પ્રમાણે નાશ થાય છે, જેમકે જૂ આદિક બારીક જ તુઓનો મક્ષિકા અને મચ્છરાદિક નાશ કરે છે, મક્ષિકાઓ અને મચ્છરાદિકોનો દેડકાઓ નાશ કરે છે, દેડકાઓનો સર્પો નાશ કરે છે, સર્પોને નોળીઆઓ, અને નોળીઆઓને બીલાડાઓ, બીલાડાઓનો કુતરાઓ નાશ કરે છે, કુતરાઓનો ભગાડ, ભગાડાનો સિંહ, સિંહનો સરભ નાશ કરે છે, સરભનો નાશ મેઘની ગર્જનાથી થાય છે મેઘનો નાશ વાયુથી, વાયુનો પર્વતથી, પર્વતનો ઇંદ્રના વજ્રથી, અને ઇંદ્રના વજ્રનો સુદરશન ચક્રથી નાશ થાય છે, એ સુદર્શનચક્ર શ્રીવિષ્ણુ ભગવાનનુ છે શ્રીવિષ્ણુ ભગવાન પણ દુ ષ્ટોને દમન કરવા સારૂ જ્યારે અવતાર ધારણ કરે છે ત્યારે જો કે પોતે સ્વય સર્વ ધિષ્ઠાન છે, તથાપી ધારણ કરેલા શરીરને ક્ર મ પ્રમાણે જીર્ણ કરવાને કાળ મુકતો નથી

આ પ્રકારે નિરંતર ભૂતજાતને કાલ જીર્ણ કરે છે, અને માયાના પ્રભાવ વડીએ નિરંતર નાના પ્રકારના ભૂતપ્રાણી દશો દિશાને વિષે ઉત્પન થાય છે જેવાકે જલને વિષે મચ્છ, કચ્છ, અને-મગરાદિક, પૃથ્વિને વિષે કીટાદિક, અંતરિક્ષને વિષે પક્ષી આદિક, મહાવનને વિષે સિંહાદિક, સ્થાવરને વિષે પણ તેમજ મનુષ્યાદિક અનંત જંતુઓ ઉત્પન્ન થાય છે. તેમા કોઇ હર્ષવાન કોઇ શોકવાન કોઇ રૂદન કરે છે. ઇત્યાદિ પોતાના પ્રારબ્ધ પ્રમાણે સુખદુખને ભોગવીને સર્વ કોઇ નાશને પ્રાપ્ત થાય છે તેની ગણત્રી થઈ શકતી નથી, માટે જે વિવેકી અને ડાહ્યા પુરૂશ છે તે પોતાનું કલ્યાણ કરવાનૂ પરમેશ્વરના સુખરૂપ નિયમો પ્રમાણે વરતીને પરમપદને પ્રાપ્ત થવાસારૂ પરમ પુરૂષાર્થ કરે છે મહાપુરૂષોએ કહ્યુંલું છેકે.

## ॥ श्लोक. ॥

यावत्स्व स्थमिदं शरीरमरुजं यावज्जरा दूरतो,
यावच्चे न्द्रियशक्तिर प्रतिहता यावत्क्षयोनायुषः
आत्म श्रेयसि तावदेव विदुषा कार्य प्रयत्नोमहान्,
संदिप्ते भवने प्रकूप खननं प्रत्युद्यम कीदृशः ॥ २ ॥

અર્થ—જ્યાં સુધી આ શરીર સ્વસ્થ અને આરોગ્ય છે, જ્યાં સુધી જરા અવસ્થા દૂર છે, જ્યાં સુધી ઇંદ્રીઓની શક્તિ ક્ષીણ થઈ નથી, અને જ્યાં સુધી આયુશ્યનો ક્ષય નથી થયો, ત્યાં સુધી વિવેકી પુરૂષ પોતાનું કલ્યાણરૂપ કાર્ય સિદ્ધ કરવાને મહાન પ્રયત્ન કરે છે; એવું સમજીને કે, આગ લાગે તે વખતે કુવો ખોદાવવાનો મનસુબો અને પ્રયત્ન કરવો તે વ્યર્થ છે.

## સાર્દૂલવિક્રિડિત છંદ

ખાતા જે ઘૃત ખીરખાંડ ખુશીથી, થાતા છટાથી છતા,
ગાતાતા ગુણિજન ગીત જેહના, દાતા દયાળુ હતા,
માતા ને પિતુના પવિત્ર કુળને, દીપાવતા દીવડા,
તાતા અગ્નિની વિષે તજી સ્વતનને, જાતા રહ્યા જીવડા .૧

---

## ઇંદ્રવિજયછંદ



તનુ કાયા તણો તાણો સંસાર છે,
સાધતા સાત ત્યાં તેર તુંગે,
શરીર આરોગ્ય તો, યોગ્ય સ્રી હોય નહીં,
યોગ્ય સ્રી હોય ખોરાક ખૂંગે,
હોય ખોરાક તો હોય સંતાન ઉર,
હોય સંતાન રીપુ લાજ લુંગે,
કોઈ જો શત્રુ નહીં હોય દલપત કહે,
સમીપ સમવીનુ શરીર છુટે     ૧

આગ લાગતા સમય કુવો ખોદાવવાનુ વિચાર કરે તે પશુ તુલ્ય સમજવો, મૂઢ અને પશુ જેવાઓને વાસ્તે આ શાસ્રોક્ત વાણી નથી, દેખવા માત્ર તો મનુષ્ય છે પણ મનુષ્યપણાનો અર્થ તેથી સિદ્ધ થતો નથી, જેમ પાનડા વગરનો એક ઠુંઠો વૃક્ષ હોય તેથી છાયા અથવા ફળ અથવા કોઇને વિશ્રાંતી પ્રાપ્ત થતી નથી, તેમ મૂર્ખથકી કાઇપણ ઉત્તમ અર્થની સિધી થતી નથી જેમ પશુના ગળામા દોરડી નાખીને જ્યાં ખેંચીએ ત્યાં ખેંચાય છે, તેમ મૂર્ખ તેને સમજવો કે જેને જેમ ચિત વિષયોમા ખેંચે છે તેમ ખેંચાઇ જાય છે અને પરિણામે મહાદુખ અને પશ્ચાતાપને પ્રાપ્ત થાય છે

જેણે પોતાના ચિત્તને ભગવાનની ભકિત અને સદાચરણમાં પ્રવૃત કરીને વશ કર્યો નથી તે પુરૂષ મહા આપદાને, પ્રાપ્ત થાય છે. અને જેણે પોતાના ચિતને સતસંગવડીએ પરમેશ્વરમાં જો ડેલો છે તે સદા સુખી હોય છે. પરમપદને પ્રાપ્ત થાય છે વાસ્તે પોતાના ચિતને જીત્યા શિવાય દુઃખની નિવૃતી કદાપી કાળે થતી નથી જો ચિત જીતાતું ન હોય અને પરમ સુખની પ્રાપ્તિ થતી ન હોય તો બુદ્ધિમાન ચિત્તને જીતવાને પ્રવૃત થાય છે તે થતે નહીં માટે નિશ્ચય કરીને સમજવું કે અનુક્રમ પ્રમાણે પુરૂષાર્થ કરવાથી ચિત્તપણ જીતાય છે અને તેથી પરમમેશ્વરના પરમ પદની પ્રાપ્તિ પણ અવશ્ય થાય છે. માટે માયિક પદાર્થોનો વૃથા શોક કરવો શમજુને યોગ્ય નથી આ પ્રસંગને લગતી એક અદ્ભુત અને અશરકારક વાત હમણા યાદ આવે છે જેના શ્રવણ માત્રથીજ સર્વ મોહ નિવૃત થઇ સર્વોત્તમ શાંતી સહિત પરમેશ્વરમા પ્રીતી પ્રગટ થાય છે પણ વિસ્તારના ભયથો આવતા અંકમાં નિવેદન કરીશ

મનહરછંદ.

"મેરોદેહ મેરોગેહ, મેરો પરિવાર સબ,
મેરો ધનમાલ મૈ તૌ, બહુવિધ ભારો હૂં;
મેરે સબ સેવક હુકમ કોઉ મેટૈ નાહિ,
મેરી યુવતી કોં મૈ તૌ, અધિક પિયારો હું;
મેરો વંશ ઉંચો મેરે, બાપ દાદા એસે ભયે,
કરત બડાઇ મૈ તૌ જગત ઉંજારો હૂં;
સુંદર કહત મેરોમેરો કરિ જાનૈ સઠ,
ઐસે નહિં જાને મૈં તૌ કાલહીંકો ચારો હું;

नारायण नारायण नारायण

(સન્માર્ગ દર્શન.) રાગ પરજ (પદ ૨૧ મો.)

જન જાગો જાગો જટ હાલ, વખત વહી જાય છે;
મૂંઝાઈ ન મરો મોહ માંય, ગુણીજન ગાય છે૦ ટેક૦.
નર જન્મ ચિંતામણી જાણ, ખરવ ખરચે નહીં મળે;
વેંચો તુચ્છ વિષય કેરે કાજ, કહો કષ્ટ ક્યમ ટળે૦ જન જાગો. ૧
દુઃખ પુંજ થકી પરિપૂર્ણ, વિષય સહુ જાણજો,
મનમાંથી તજી એની આશ, પરમ સુખ માણજો૦ જન જાગો. ૨
જુઠું ઝાંજવા કેરૂ જે નીર, પીવા મૃગ ધાવતા;
દોડી દોડી મેલે નિજ પ્રાણ, તોએ નથી ફાવતા૦ જન જાગો. ૩
તેમ વિશ્વ વિલાસ જણાય, જો જો જન ઝાંણથી;
એમાં આનંદનો નહીં લેશ, માનો છો અજાણથી૦ જન જાગો. ૪
જુઠા સ્વપ્ના પેઠે સંસાર, તેમાં શુ મોહી રહ્યા;
તારા વડીલોને તું સંભાર, છોડી સહુ ચાલ્યા ગયા૦ જન જાગો. ૫
પત્ની પુત્ર અને પરીવાર, ફાંસી ફસવા તણી;
તેની મમતામાં થૈ રે બેભાન, ગમાવો ચિંતામણી૦ જન જાગો. ૬
એવો શુદ્ધ વિચાર સદાય, બુદ્ધીમાંય ધારજો;
કામ ક્રોધ તણો જંજાલ, તેને તર્ત ઠારજો૦ જન જાગો. ૭
સાંભળ્યો જે તમો શુદ્ધ સાર, રખે ને વીસારતા,
ભીમજીની વિનંતી હમેશ હિમ્મત નહીં હારતા૦ જન જાગો. ૮

---

(ચતુરને ચેતવણી.) રાગ દેશી (પદ ૨૨ મો.)

જનમ તેરો જાત હૈ રે બંદે અજહુ તું કછુ ચેત,
ગયો બાલાપન યૌવન તેરો શિરતે ભયો હૈ શ્વેત૦ જનમ તેરો૦ ૧
રત્ન ચિંતામણી માનખો રે, ખોયો વિષયકે હેત;

પેટહિંકે લીયે પાય પલોટત, પેટહિંકે લીએ ખોવત લાજા;
પેટહિંકે લીયે નાચત કૂદત, પેટહિંકાજ બજાવત બાજા;
પેટહિંકે લીયે શીશ નમાવત સૂમકું કેહેત ગરીબ નિવાજા,
જો હરીદાસ સંતોષ ભયો તબ, જૈસોહી રંક હૈ તેસોહી રાજા૦ ૭

(નેકી અરૂ બદી) (કવિત)

હાથીકે દાંતકે ખિલોંને ભાંત ભાંતહું કે,
બકરેકી ખાલ સો તો પાનીભર પિલાવેગી,
સાબરકી ખાલસેં અટકે હૈ સીપાઇ લોક,
ગેંઢેકી ઢાલ રાજા રાણા મન ભાવેગી;
મૃગકી મૃગછાલાસો ઓઢત હૈ જતી સતી,
સિંહનકી ખાલ શિવશંકર મન ભાવેગી;
નેકી અરૂ બદી દોએ સંગ ચલે મયારામ,
માનુસકી ખાલ કછુ કામહુ ન આવેગી૦ ૧૦

(અંતર્યામીને અરજી) (કવિત)

કેતે નદ નદી નારે, ભરે હે સમુદ્ર ખારે,
હંસનકો હેત એક માનસરોવરસેં;
બન ઉપબન કેતે, ગિનતી ન આવે એતે,
કામનાકો કાજ એક કલ્પ તરોવરસે,
વર્ષારતુ શરદકાલ, ભરે નીર જલદ જ્વાલ,
ચાતુરક ન્યાલ એક સ્વાંત બુંદ જલસેં;
અર્જકી ગર્જ કોઉ જાને લજીર લોક,
ગરીબકી અરજી એક, ગરીબ પરવરસેં૦ ૧૧

## (કચ્છી ભાષામાં.)

( ચેતવણી ) રાગ કાફી. ( પદ ૧ લો )

ચેતીને હલજા હેંઆંનું ચેતીને હલજા,
અગીઆ ઓખી વાટ હલણજી ચેતીને હલજા૦ ટેક
અજાંણ ભોમી હેકલો હલણુ, અનુભવી સચો સાથ કજા૦
અગીઆ ઓખી વાટ હલણજી ચેતીને હલજા૦ ૧
કામ ક્રોધાદિ ઈંધા ચોર લૂંટણક, તિનીજી તવીં જતન કજા૦
અગીઆ ઓખી વાટ હલણજી ચેતીને હલજા૦ ૨
શુભ વિચાર હથીઆર ગિની હથમે, શૂરવીર થીને લડજા૦
અગીઆ ઓખી વાટ હલણજી ચેતીને હલજા૦ ૩
ધર્મ ધ્યાન ને દયાવાન કે, હરીદાસ નિત મોજ મજા,
અગીઆ ઓખી વાટ હલણજી ચેતીને હલજા૦ ૪

---

### શાર્દૂલ વિક્રીડિત છંદ

મિથ્યા કામ ને મોહમત્સર ધરો, નિંદા કરો લોકની,
જુઓ ફોક કુટુંબ શોક સઘળો મૂકી મળો કૃષ્ણને;
નિત્યે ચિત્ત વિચાર માર મનને સંભાર શ્રીકૃષ્ણને
તૃષ્ણા ટાળિ નિહાળ નેટ નરમાં શ્રી વિષ્ણુને સર્વદા૦ ૨

---

( બોલો શ્રી દ્વારિકાધિશકી જે.)

---

ફોર્ટ પ્રીટીંગ પ્રેસમા સેમ્યુએલ હાઇમ પ્રીંટરે છાપ્યુ છે.

## શ્રીલવાજમનો પોંહોંચપત્ર.

### લવાજમ મોકલાવનારા નામદાર સદગ્રહસ્થોના નેક નામોની આનંદકારક યાદિ નીચે પ્રમાણે.

| રૂપીઆ | નામ | નકલો |
|---|---|---|
| ૧૨ | શેઠ ગોકલદાસ ચાંદુમલ, શ્રીગ્રેહેરનથી નકલ ૬ નાં રૂ ૧૨) મનીઆરડર માર્ફત .. ... ... | ૬ |
| ૪ | શેઠ પુરૂષોત્તમ દામોધર ત્થા શેઠ પીતાંબરદાસ વલભદાસ } કરાચીથી મનીઆરડર | ૨ |
| ૨ | શેઠ વાગજી કોરજી ... ... ... ... | ૧ |
| ૨ | શેઠ કાનજી ખેતશી ... ... ... ... | ૧ |
| ૨ | શેઠ નરોતમદાસ ગોવરધનદાસ ... ... | ૧ |
| ૨ | શેઠ દ્વારકાદાસ ધરમશી. ... ... ... | ૧ |
| ૨ | શેઠ વલભદાસ ખેતસી... ... ... .. | ૧ |
| ૨ | શેઠ રતનજી મુલજી ... .. ... .. | ૧ |
| ૨ | શેઠ લક્ષ્મીદાસ કલ્યાણજી ... ... .. | ૧ |
| ૨ | શેઠ લક્ષ્મીદાસ વિસનજી ... ... .. | ૧ |
| ૨ | શેઠ રતનસી નરસી ... ... .. ... | ૧ |
| ૨ | શેઠ ગોકલદાસ નેણસી .. .. .. . | ૧ |
|  | શેઠ દામજી મુરારજી .. ... .. . | ૧ |
| ૨ | શેઠ વલભજી ઠાકરસી .. ... ... ... | ૧ |
| ૨ | શેઠ કરશનદાશ છગનદાસ .. ... ... | ૧ |
| ૨ | શેઠ ત્રીકમદાસ માધવજી ... ... ... | ૧ |

# સુખદાયક સુચિપત્ર.

## (ભેટ દાખલ આવેલા ત્રણ પુસ્તકોની પોંહોંચ)

### ૧ સ્ત્રી શિક્ષણ ૨ શુકરંભાસંવાદ ૩ શૃંગાર દર્શન

કવિ પ્રેમજી ખેતસિંહની તરફથી પોતાના રચેલા ઉપર જણાવેલા ત્રણે પુસ્તકો ભેટ દાખલ મળ્યા છે, પરંતુ તેનો ખુલાસેવાર અભિપ્રાય સાવકાશ વાંચ્યા પછી સમજાસે.

---

૨. માસ બાર સુધી માત્ર રૂ ૨)માં "શ્રી આનંદસાગર"ની માંગળિક મોજ જેઓને જોઇતી હોય, તેઓએ પોતાના નેકનામો નીચે પ્રમાણે શિરનામુ લખીને જણાવ્યાથી દરમહિને એક નકલ ઘેર બેઠે નિયમસર હાજર થશે. ટપાલ ખર્ચ મફત છે.

૩. દશ નકલો ખરીદ કરનારા માનવંતા મુરબ્બીઓ, તથા દશ નકલો કમીશનથી ખપાવનારાઓને દરમહિને એક નકલ વધારાની મળ્યા કરશે.

## (બહાર ગામવાળા ગુણિ ગ્રાહકો ને વાસ્તે)

### ** (વિષેશ વિનંતી.) **

૧. મેહેરબાન સાહેબો, મેહેરબાની કરીને લવાજમનાં પોહોંચ પત્રમાં આપ સાહેબનાં નેકનામની આનંદકારક યાદિરોશન કરવાને, મની, આરડર અથવા પોસ્ટલનોટ મારફત મોકલવાની કૃપા કરવાથી સેવક ઉપર મોહોટો આભાર થશે એજ અરજ.

૨. ગામ અથવા ઠામ બદલાવો ત્યારે તરત લખી જણાવશો.

ભીમજી વિ. પુરૂષોત્તમ.

ઠેકાણું-શેઠ ઠાકરસી મુલજીની ઑફિસ કોટ હમમસ્ટ્રીટ મુંબઈ.



॥ ૐ ॥ ॥ श्रीआनंदस्वरूपायनमः ॥ ॥ ૐ ॥

## ( વસતતિલકા છંદ )

આ ગ્રંથના મનનથી સદ્બોધ પામે,
માયા વિષા૦ બહુ બધ અનર્થ વામે,
એવો અનુગ્રહ કરો ગુરૂરામ સ્વામી,
એ ચાહના કરૂ નિવેદન શીશ નામી૦ ૧

---

## ( પાચ પારસમણી તથા હીરાનોહાર )

૧ આરભમા શ્રી મગલમણી
૨ શ્રીવિધાનો શ્રેષ્ઠતારૂપી મણી
૩ શ્રીપતિવ્રતા પારસમણી
૪ શ્રીધર્મ પ્રશ્નોત્તરમણી
૫ શ્રીવિવેક વાણીરૂપી મણી
૬ વિવિધ વિનામરૂપ હીરાનોહાર

( લક્ષ લગાડીને વાચવો )





## ॥ श्री मंगलमणी. ॥

(શ્રેષ્ટચિંતન) રાગ ભૈરવ (પદ ૨૫ મો.)

મન મોહન પ્યારા જાગરે, મન મોહન પ્યારાં જાગરે,
જાગ વિષય સુખ સેજ ત્યાગ કર, મોક્ષ કલેવા સાગરે૦ મન૦ ટેક.
મોહ નિદ્રાસેં મુક્ત હોય તન, તજ આલસ અનુરાગરે,
સતસંગી તેરે સખા બુલાવે, તિન સંગ ખેલન લાગરે૦ મન૦ ૧
શ્રુતિરૂપ તેરી માતા જસોદા, સદ્ગુરૂ શ્રીનંદ તાતરે,
દોનો હિલમિલ તોએ જગાવે, અબ જાગે બડ ભાગરે૦ મન૦ ૨
દયાકો દાતવન કરાવું, શાંતી જલસેં સ્નાનરે,
ભક્તિકે ભૂષણ પહેરાવું, પ્રીતિકી પટ પાગરે૦ મન મોવન૦ ૩
વેદવાક્ય વત ખટરસ ભોજન, પ્રશ્નોત્તર પકવાનરે,
શ્રવણ સુધારસ દુધ દહીં ઘૃત, સોંચ સલુના શાકરે૦ મન૦ ૪
અંતરમુખ આચમન કરવાવું, મનન કરો મુખવાસરે,
મુક્તિફલ મીઠા જલ બીડા, તૃષ્ણા પિકવત ત્યાગરે૦ મન૦ ૫
સાવન ભાદો બીત ગયે અબ, નેરે આયો ફાગરે,
સુગડ ખેલાડી અબ જન જાગો, અબ ખેલનકો લાગરે૦ મન૦ ૬
પ્રેમરંગકી ભરૂં પિચકારી, ગ્યાન ગુલાલ ગુટાવુંરે,
જગ અભાવ અંબીર ઉડાવું, સુકૃતી પુષ્પ અતાગરે૦ મન૦ ૭
ખટ સાધનકો સોદા છટાવું, ચિતવન ચુઆ ચઢાવુંરે,
અખંડ ધ્યાન અરગજા ચરચ તોએ, રંગ કરૂં વૈરાગરે૦ મન૦ ૮
શીલ સંતોષકી સેજ પલંગપર, ગુન ગાધી ઓછાડરે,
નિવૃતી સંગ વિશ્રામ કરાવું, સતસગેં અનુરાગરે૦ મન મોહન ૯
સારાસાર સમજકી ચોપડ, પાસા તત્વ પીછાંનરે,
દેવકૃષ્ણ સંગ ભીમજી માજન, ભગતનકે બડ ભાગરે૦ મન૦ ૧૦

( જીવને સિક્ષા ) રાગ–પ્રભાત ( પદ ૨૯ મો )

જાગરે જીવ અજ્ઞાન આળસ તજી, જગત કરનારને લે ને જાણી,
નરદેહ નિરમિયો નીતિ સભાળવા, આચરે અનીતિ તે અવમ પ્રાણી
વિશ્વ કર્તાતણુ દીસે ડાપણ ગણુ, સુખકર સરજિયો સૂરજ જેણે,
તેજ ફેલે અતી વાયુ છાદનવતી, આખ સહુ દેખતી થાય એણે૦
જાગરે જીવ અજ્ઞાન આળસ તજી, જગત કરનારને લેને જાણી ૧
ધન્ય દયાવને ધરણી કેવી રચી, સિદ્ધ પદારથ યુક્તિ સારી ,
વિવિધ પ્રકાર વનમાહિ વનસ્પતી, અખિન છે અમિત આનદકારી
જાગરે જીવ અજ્ઞાન આળસ તજી, જગત કરનારને લેને જાણી ૨
પોષવા સર્વને નીર પેદા કર્યું, વ્યોમમાહીં રચી મેઘ માળા,
ચદ્ર આકર્ષણે સિધુ ભરતી ચડે, જાય એ જુક્તિથી વાહાણવાળા૦
જાગરે જીવ અજ્ઞાન આળસ તજી, જગત કરનારને લેને જાણી ૩
જ્યોતિષ ચક્ર તુ જોને આકાશમા, દીસતા દિવ્ય અનત તારા,
એજ ઉપયોગિ છે સર્વ સસારને, ધન્ય હે સૃષ્ટી સૃજનાર મારા૦
જાગરે જીવ અજ્ઞાન આળસ તજી, જગત કરનારને લેને જાણી ૪
તાહરો દેહ તુ જોને કેવો કર્યો, અદ્દભુતતા ઘણી છેજ એમા,
સર્વ વિષયોતણુ જ્ઞાન બહુ થાય છે, તત્વ મોહ કયુ ચિત્ત તેમા૦
જાગરે જીવ અજ્ઞાન આળસ તજી, જગત કરનારને લેને જાણી ૫
બુદ્ધીયે નિશ્ચય થાય બહુ વાતના, એ થકી અધિક ઉદ્યાગ સૂઝે ,
એજ સૃજનારને મુઢ સમજે નહીં, મ મતિ મલિન પાખડ પૂજે૦
જાગરે જીવ અજ્ઞાન આળસ તજી, જગત કરનારને લેને જાણી ૬
સરજનહારનુ જ્ઞાન સોહામણુ, સર્વને સમજવા યોગ્ય સાર,
છોટશે ભવ સસારથી ઉ વરે, વચન સુવિચારથી માને મારુ૦
જાગરે જીવ અજ્ઞાન આળસ તજી, જગત કરનારને લેને જાણી ૭

# શ્રી વિદ્યાની શ્રેષ્ઠતા રૂપી મણી.

(સાધણ, ગયા અંકથી)

( સંબંધીના સ્વર્ગવાસથી સંતાપ કરનારને શાંતીકારક સુંદર ભેટ.)

શ્રી પરમાત્માના અનંત બ્રહ્માંડ માએલાં જંબુ દ્વીપને વિષે મહેંદ્ર નામે એક મહાન પર્વત છે, જ્યાં અત્યુત્તમ એવું સર્વ કામનાને સિધ કરાવનારૂ એક કલ્પવૃક્ષ છે તેની છાયા નીચે દેવતા અને ગુણવાન ગંધર્વાદિક વિશ્રામ કરે છે. તે મહેંદ્ર પર્વતના મહાન શિખરો એટલા તો ઉંચા છે કે જ્યાં બ્રહ્મલોકના સનમુખ દર્શન થઇ શકે છે. તેના ઉપર દેવતાઓ સામવેદની ધ્વની કરે છે, કેટલાકો મધુર સ્વરથી ગાયન કરે છે, આકાશને વિષે જલવડીએં પૂર્ણ એવા મેઘ નજરે પડે છે, આસપાસ નજર ફેલાવતાં કયાંક સુગધ યુક્ત પુષ્પોંની પ્રફુલ્લિત લતાઓ ખીલી રહી છે, કયાંક નિરમલ જલના જરણાં સમુદ્રના તરંગોની પઠે સુશોભિત વહન થઇ રહ્યા છે, કયાંક મધુર વાણીવાલા કોકીલાદિક પક્ષીઓ જમજમાટ કરી રહ્યા છે, કયાંક કંદરાઓને વિષે સિંહ ગર્જના કરે છે, કયાંક કદબાદિક સફળ પવિત્ર વૃક્ષોની શીતળ છાયા નીચેં અપ્સરાઓ જુલતી ફરે છે, શ્રી ગગાજીનો પ્રવાહ પ્રેમ સહિત તરાવટને ઉત્પન કરે છે. કેટલાક સ્થાનોને વિષે મહાસુદર દેવતાઇ રત્નમણી વિરાજે છે; આવા આનંદકારી શ્રી ગગાજીના તટને વિષે સ્નાન ધ્યાનાદિક નિમિત એકાંત સ્થાનમાં મહામુનીશ્વરો વિશ્રામ કરે છે; તે ઠેકાણે સાક્ષાત તપની મૂર્ત્તિ મહા તેજસ્વી જ્ઞાનવાન અને ઉદાર બુદ્ધિ એવા દીર્ઘતપા નામે બ્રહ્મરૂપી, પોતાની પવિત્ર પત્નિ અને તરૂણ બે બાલકો સહવર્તમાન બિરાજમાન હતા. મોટા પુત્રનું

નામ પુણ્ય અને નાના પુત્રનુ નામ પાવન હતુ, પ્રેમ અને પુરૂ પાર્થના વિભાગથી પુણ્ય નામે પુત્ર પરમેશ્વરની કૃપાથી પૂર્ણ જ્ઞાનવાન થયો, અને પાવનભાઈ તો અર્ધ પ્રબુદ્ધ એટલે લોલુપ અવસ્થામા કાચો રહ્યો, સર્વ સગાત કંદમૂળ ભક્ષણ કરી, પરમેશ્વરમા પરમ પ્રીતિ ધરાવતા અને અહરનિશ આનંદમય નારાયણનુ સ્મરણ કરતા હતા, કાળનો વેગે મહા બળવાન છે, તેથી દીર્ઘતપા રૂષિનુ શરીર વૃદ્ધ અવસ્થા સહિત જરજરી ભાવને પ્રાપ્ત થયુ રૂષીએ જોયુ કે શરીરની ક્ષણભંગુર અવસ્થા આવી પોહોતી છે માટે તરતજ પરમેશ્વરમા ચિત્તની વૃતિને સ્થાપન કરીને મહેંદ્ર નામના પર્વતની એક ગુફાને વિષે જેમ સર્પ પોતાની કાચળીને ઉતારી મુકે છે તેમ પોતાપણાના અભીમાન રહિત શરીરને પચભૂતો પ્રત્યે સ્વાધીન કરીને આનંદસ્વરૂપ પરમપદને વિષે પ્રવેશ કરતા હવા તે જોઈને રૂષી પત્નિ કે જેણે પતિ પાસે ઘણો કાલ સુધી યોગાભ્યાસ કરેલ હતો તેણે પોતાનુ શરીર પણ પચભૂતોને અર્પણ કરી ભર્તાના પદને પ્રાપ્ત થઈ એવી રીતે પોતાની મરજી પ્રમાણે સુખપૂર્વક શરીરને ત્યાગ કરી આએ પવિત્ર અને દાખલો લેવા લાયક જુગલ જોડી કૃતાર્થપણાએ પ્રસિદ્ધપણે પરમ પ્રેમાસ્પદમા પ્રાપ્ત થઇ, એવુ જોઇને પુન્ય નામના મોટા પુત્રે શાસ્ત્રોક્ત નીતિ પ્રમાણે દૈહિક કર્મ વિષે સાવધાન થઇને ક્રીયા કરવાનુ શરૂ કીધુ અને પાવન નામના નાના પુત્રને માતા અને પિતાના વિયોગથી, જેનો વેગ જણાઇ ન શકે એવો રૂદન, અને અતિ વ્યાકુલતા યુક્ત ચિત્તને વિષે મહાશોક ઉત્પન્ન થયો જેથી ભ્રાંતિયુની પેઠે વનકુંજોને વિષે ભ્રમણ કરવા લાગ્યો

જ્યારે પુન્ય નામનો મોટા પુત્ર માતા પિતાની દેહ ક્રીયા કરી રહ્યો, ત્યારે વનમા વિલાપ કરતા પોતાના નાનાભાઇની પાસે

આવ્યો; અને કહે છે કે હે ભાઈ! વર્ષાઋતુના મેઘની પેઠે આસુંના પ્રવાહસહિત રૂદન કરીને મહાશોક કરવો એ તારા સરીખા બુદ્ધિમાનને છાજે નહીં, કેમકે આપણા માતા પિતા તો પરમેશ્વરના પદને પ્રાપ્ત થયા છે. માટે કોઇ પ્રકારે શોક કરવો યોગ્ય નથી. અરે ભાઇ સ્વપ્નવત સંસારમાં જન્મ ધારણ કરીને મોક્ષપદને પ્રાપ્ત થવાસારૂ મુખ્યત્વે શોચ કરવો જોઇએ, તે તો તું કરતો નથી અને જે વસ્તુનો શોક કરવા લાયક નથી તે તુ કરે છે એવી તે એકાએક તારી વૃત્તિ કેમ આવર્ણમાં આવી પડી છે. મારા પ્રિય બંધુ! આ પ્રસંગે તારે સમજવું જોઇએ કે, ન તે તારી માતા હતી અને ન તે તારા પિતા હતા અને ન તું તેઓનો પુત્ર છો અને કેટલાક તારા માતા પિતા થઇ ગયા છે અને પુત્ર પણ તારા કેટલાક થઈ ગયા છે, અસંખ્ય વાર તું પુત્રરૂપે થયો છે અને અસંખ્ય પુત્ર તારાથી પણ ઉત્પન્ન થઇ ગયા છે, જેમ સમુદ્રને વિષે અનેક મોજાઓં ઉત્પન્ન થાય છે, તેમ તારા પિતા માતા અનેક થઈ ગયા છે, અને તું તેઓનો પુત્ર થઇને વારંવાર જન્મ મરણને પ્રાપ્ત થઇ ગએલ છો. જેમ એક ઝાડમાં પાંદડા, ફુલ અને ફળ તે સાથેજ ઉત્પન થાય છે, અને પાછા વિખરી જઇને નાશ પામે છે. તેમજ પુત્ર મિત્ર કલત્રનો સમૂહ પરસ્પર મળે છે, અને પાછા વિખરી જઇને પ્રત્યક્ષ નાશને પ્રાપ્ત થાય છે, જે આપણે નજરો નજર જોઈએ છીએ. તોપણ મોટું આશ્ચર્ય છે કે નાશવાન વસ્તુમાંથી મોહ નિવૃત થતો નથી અને પરમેશ્વરમાં જીવડો લાગતો નથી વાહાલા ભાઇ! તું શાવાસ્તે માતા પિતાના સ્નેહ વડીએ શોક કરે છે, તારાતો સહસ્ત્રાવધિ માતા પિતાઓ થઇ ગયા છે, તેનો શોક કેમ નથી કરતો? જો તુ આ જન્મના સબધીઓનો શોક કરે છે તો થઈ ગએલાઓનો પણ કર. હે પુત્ર! જે મોટા લક્ષ્મીવાન અને

ચક્રવર્તિ રાજ્ય સંપન્ન છત્ર અને ચામર સહિત શોભાયમાન તને દેખાય છે તે લક્ષ્મી ચપળ સ્વરૂપ છે કેટલોક કાળ રહિને વગર નિયમે અદર્શ થઇ જાય છે માટે વિચાર કરી તપાસી જોતા મા યિક ઠાઠ બિલકુલ મોહ અથવા શોક કરવાને યોગ્ય નથી

માટે હે ભાઈ ! સર્વ શક્તિમાન પરમેશ્વરની સત્તા સર્વ પ્રાણીમાત્રમા મુખ્ય છે અને તેજ સત્ય છે તે શિવાયના તમામ ભૌતિક પદાર્થોમા મોહ કરીને શોચ કરવો યોગ્ય નથી

હે ભાઇ ! અનેક પુષ્પલતાઓવાળા સુંદર વનને વિષે તુ મૃગ પુત્ર થયો હતો અને તે જન્મમા તારા અનેક બાંધવો અને મિત્રો હતા તેનો શોક કેમ કરતો નથી ? અનેક કમળો સહવર્ત માન સુશોભતિ સરોવર ને વિષે હાથી વિચરતા હતા, ત્યા તુ હા થીનો પુત્ર હતો, તે ઠેકાણાના તારા હસ્તી બંધુઓનો શોક કેમ કરતો નથી ? હરીયાળ વનનેવિષે તુ વૃક્ષરૂપે ફળ પત્રયુક્ત ઉત્પ ન્ન થયો હતો, તે ઠેકાણાના તારા સ્નેહીઓનો શોક કેમ કરતો નથી ? વળી નદી અને તળાવનેવિષે મચ્છરૂપે થએલો હતો, ત્યા તારા સ્નેહી અને સંબંધીઓ હતા તેનુ શોચ કેમ નથી કરતો ? વળી તુ દશાર્ણવ દેશને વિષે કાગડો અને વાનરરૂપે થએલો હતો, તુષાર્ણ દેશને વિષે તુ રાજપુત્ર થયો હતો, વગદેશનેવિષે તુ હા થી થયો, માળવ દેશમા પર્વતનેવિષે તુ પુષ્પલતા થયો હતો, મ રાચલ પર્વતવિષે તુ ગીધ પક્ષી થયો હતો કૌશલ દેશનેવિષે તુ બ્રાહ્મણ થયો હતો, વંગ દેશવિષે તુ તીતર થયો હતો, તુષાર દે શવિષે તુ ઘોડો થયો હતો, વળી એક નીચ ગ્રામનેવિષેતુ વાછડો થયો હતો, અને ત્યા ૫ ૭ મહીના તુ જીવતો હતો, વળી એક વનના તળાવના કમળવિષે તુ ભમરો થયો હતો, તેજ તુ હમણા મારા ભાઈ રૂપે થયો છો, ઇત્યાદિ અનેક જન્મ તેં ધારણ કરેલા

છે. જે સર્વ જાણવાને પરમેશ્વરની કૃપાથી યોગાભ્યાસ વડીએ જો કે સંપૂર્ણ શક્તિમાન છઊં, પણ ટુંકામાં એટલુંજ કે થઇ ગએલા એવા અનેક જન્મો, તેને જાણીને કેટલા અને કયા કયા બાંધવોનો શોક કરીશ. જેવા તે સ્નેહીઓ હતા તેવાજ હમણાના સ્નેહી સમજવા. અને હે ભાઈ! મારા પણ અનેક જન્મો થયા અને તેમાં જે બાંધવો અને સ્નેહીઓ થયા, તેઓ સર્વ મારા સ્મરણમાં આવે છે. કે, ત્રિરાગ દેશને વિષે હું તોતો થયો, તથા સરોવરને કાંઠે હું હંસ થયો છુ, કાગડો થયો છુ, વંગ દેશ વિષે હું વૃક્ષ થયો છઊં. આ વનને વિષે ઊંઠ થઇને ફરેલો છઊં, પૌંડર દેશ વિષે રાજા થયો હતો. તથા સિહાચલ પર્વતની ગુફાવિષે ભગાડ થયો હતો, તે ઠેકાણે તું મારો મોટો ભાઇ હતો. તે પછી હું મૃગલાના અવતારમાં દશ વરસ રહ્યો હતો, તે પછી પાછો મૃગલો થયો, માત્ર પાંચ મહીના તારો ભાઈ થઇને રહ્યો હતો તે હમણા તારો મોટો ભાઈ છઊં; આ પ્રકારે આપણે અસંખ્ય જન્મો ધરેલા છે તેનું કારણ કેવળ એજ કે વિનાશી પદાર્થોની અંતઃકરણમાં વાસના રાખવાથીજ જન્મ મરણ થાય છે.

પુન્ય કહે છે કે હે ભાઈ પાવન ! આ પ્રમાણે જ્ઞાયિક જગત જાલની સ્થિતી તારા પ્રત્યે વર્ણન કરી; તારા અને મારા અનેક જન્મોમાં એનેક માતા અને પિતાઓ થયા છે. તેનું શોક તું કેમ નથી કરતો? આ સંસાર ચાર દહાડાનો ચટકો છે. યાત્રાળુઓની પેઠે સર્વનો સાથ મળે છે અને વીખરી જાય છે માટે અસ્થિર પદાર્થોનો શોચ કરવો બિલકુલ યોગ્ય નથી; અનેક જન્મોને વિષે કરેલા મહાસુકૃત પુણ્યોના ફળરૂપે, પરમેશ્વરના પરમ પ્રસાદ થકી પ્રત્યક્ષ મોક્ષદ્વારરૂપ મનુષ્ય શરીર પ્રાપ્ત થયો છે, માટે પરમેશ્વર પરાયણ થવું એજ સાર્થકતા છે. **નારાયણ.**

# શ્રીપતિવ્રતા પારસમણી

શ્રીપતિવ્રતાના પવિત્ર અને પ્રિયકર એવા પારસમણી સ્વ રૂપ પરમ વર્ષો વિત્યે ગયા અત્મા સેનાના પ્રકારમા પ્રાત કાલથી નિયમિત ક્રિયાઓ આપણે વાચના માડી છે, છેને એટલુ વાચી આવ્યા કે, પતિવ્રતા શ્રીબ્રહ્મ ત્ત પડિતના માતુશ્રી, પ્રાત કાળની ક્રિયા કરાવ્યા બા , સ્વામીને સ્નાનાદિકે કરાવીને સધ્યા ગાયત્રી કરવાને સુવર્ણિત સ્વચ્છ પાત્રો તથા જલની ઝારી વિગેરે પુષ્પાદિક, પરમ પવિત્ર પ્રેમથી મડન કરીને મગળમય સ્વરૂપે સ્વય આનદ શોભતા હતા

ત્યાર પછી પરમાત્માની પ્રેમલક્ષણાભક્તિ સ્વરૂપ સધ્યા ગાયત્રીથી વિરામ પામેલા પોતાના પતિને, એક ઉત્તમ એવા સુખાસન ઉપર બેસાડીને, આનદભર્યા અત કરણ સહિત પોતે પતિનુ પૂજન કરતી, સર્વ પ્રકારે સુખરૂપ એવુ સર્વ તીર્થોનુ અધિષ્ઠાન તીર્થ, જે પતિના પવિત્ર ચર્ણારવિંદ ના અગુઠાને ધોએલુ પરમ તીર્થ જે ચરણોદક, પ્રસન્ન મન રાખીને પાન કરતી હતી વિવિધ પ્રકારના વસ્ત્રાલકારોથી સુશોભિત થઇને પુષ્પ, ચદન, ધુપ, દીપ, આરતી વિગેરે ષોડસ પ્રકાર એટને સોળ પ્રકારથી પૂજા કરતી હતી

ત્યારબાદ સમય પ્રમાણે પોતાના પતિને અનેક પ્રકારના ઘૃતવાલા સ્વાદિષ્ટ અને મધૂર, રસાલ અને રૂચીકારક પકવાનો પીરસીને, પખો હાથમા લઇ સન્મુખ બેસતી, અને જે પ્રકારે પતિ પ્રસન્ન રહે તે પ્રકારે કરવાને ચિતવન કરતી, આ પ્રકારે ઉત્સાહ સહિત, નિત્ય નવિન નૈવેદ્ય પતિની આજ્ઞા પ્રમાણે કરીને ભોજન કરાવ્યા બાદ પવિત્ર જલથી પતિને આચમન કરાવીને, એવચા

પાન સોપારી વિગેરે ઉત્તમ પદાર્થો મુખવાસાર્થે નિવેદન કરીને શું આજ્ઞા થાય છે એવી આતુરતા યુક્ત હાથ જોડીને પ્રસન્ન વદને પતિની પવિત્ર હજૂરમાં હમેશ હાજર રેહેતી.

જો પતિની મરજી શયન કરવાને આતુર થાય તો તરતજ ઊઠીને, જેમ સુખકારક અને સુદર શૈયા બને તેમ કરવાને પુષ્પાભરણ સુગંધાદિ પદાર્થો, ચતુરાઇ, ચચલાઇ અને છેલાઇથી શણગારતી હતી, પલંગપર લેટણીયટં કરતા પોતાના પતિને પંખાવડીએ પવન પસારતી હતી જ્યારે પતિ આજ્ઞા આપે ત્યારે શાંત ચિત્તેં ભોજન કરવા બેસતી, ભોજન કરીને ઘરનુ કામકાજ, સ્વામી જાગ્રત થતાં પેહેલાંજ કરીનાખતી, અને મનોહર વસ્ત્ર પેહેરી હાથમા પોતાનું ધર્મપુસ્તક લઇ પતિના ચરણ પાસે બેસીને એકાગ્રતા અને શાંતિથી વાંચ્યા કરતી, જ્યારે પતિના જાગ્રત થવાની નીશાનીઓ સમજાય, ત્યારે તરત ઊઠીને જલની જારી હાથમા લઇ પતિસમીપેં હાજર થતી. જાગ્રત અવસ્થાને પ્રાપ્ત થએલા શીલસંપન્ન અને સાલંકાર શાંતી ધારણ કરવાવાળા પોતાના પતિને પરમ પ્રેમ પોષક મધૂરવાણીથી વિનય સહિત સુખાસન પર બેસાડી, પોતે પણ જે રૂતુ વતમાન હોય તે રૂતુના ઉત્તમ સુગધી ફુલ્લો સહવર્તમાન પાસે બેસતી એવી સર્વદા શોભીતી સતી, રત્નજડિત આભૂણોથી ઊજવલ છે કાંતિ જેની, જાણે લક્ષ્મીજી નારાયણ ભગવાન પાસે વૈકુંઠને વિષે શોભે છે તેમ મારી માતુશ્રી સર્વદા સેવાને વિષે શોભતી હતી, વિશેષ વિનોદના સમયમાં પરમ પ્રેમરૂપી અમૃત યુક્ત ઉત્સાહકારક એવા શબ્દોથી સદૈવ સંભાષણ કરી, પતિને પ્રસન્ન રાખવાના સાધનો શોધવારૂપી અમુલ્ય કાર્યમા વર્તમાન રહ, પતિના ચરણનું મનમા ધ્યાન ધરી વારંવાર દર્શન કરી હમેશ ખુશીમાં રેહેતી.

અમાન કાન્તિવાળા અને મધ્યાનકાળે ઉચિત એવી સુખ રૂપ નિદ્રાનુ અનુભવ જેણે લીધો છે, એના પોતાના પ્રીયપતિ ની, ત્રણ સખીઓ સહુવર્તમાન સેવા કરી પ્રસન્ન રાખના નિરતર પ્રફુલ્લિત રહેતી, સમ્યાનુસાર સુશોભન એના પતિના ચરણ કમ ળની સેવા, સતાષ સહિત પોતાનેજ હાથે કરીને પતિના થાકને હલકો પાડવા અર્થે પ્રીય વચનથી આનદમા અધિક ઉમેરો કર તી, પતિને પ્રસન્ન જોઇને પોતે પણ બહુ ખુશીમા મગન રેહેવા સાથે, પરમેશ્વરના ઉપકારોને પરિપૂર્ણ પ્રેમથી યાદ કરીને વાર વાર પોતાને કૃતાર્થ સમજતી

પ્રીયપતી જ્યારે ગ્રંથોના અધ્યયન કરવા એકાતમા નિવૃતી પૂર્વક બિરાજમાન થતા, ત્યારે પોતે પોતાના અલકાર સજીને પતિને બહાર પધારવા સમય જોઇતી વસ્તુઓની સ્વચ્છતાથી તૈયારી રાખતી જેમ પરમાત્માનુ નિરૂપણ કરનામા સાક્ષાત્ શ્રી વેદ શ્રુતિ શોભાયમાન થાય છે, તેમ અલૌકિક એવા દિવ્ય સ્વરૂપ સતી શોભતી હતી

અહથી બહાર જ્યારે પતિનુ પધારવુ થાય, ત્યારે પતિના પ્રેમ પરાયણ એવી સતી, મગળમય કલ્યાણને આપનારૂ એવુ પતિનુ સ્વરૂપ, તેને વારવાર એવી વારણાથી લક્ષનગાડી જેવા કરતી કે પાછા મારા પ્રાણનાથ ઘર તરફ ક્યારે પધારશે પતિના બહાર પધારવા પછી જરાકવાર શુન્ય જેવી થઇ જતી હતી, પણ પાછી પોતાના ઘર સસારના કામમા, પતિની સેવાને લગતા તમામ સાહિત્યો તૈયાર કરવામા મસગુલ રેહેના સાથે હૃદયમા કેવળ પ્રાણનાથનુજ ભજન કરતી હતી, અને નિયમિત વખત નજીક આવતો જતા વારવાર બારી પાસે જઇ, પતિના પધાર વાની વાટ જોતી થકી ઊભી રેહેતી હતી, પ્રાણના આધાર અને

હૈયાનાહારની પધરામણી થતાંજ નેત્રોમાંથી નિર્મલ એવી પ્રેમાશ્રુઓની ધારા ચાલી જતી હતી.

જગતનાં વિચિત્ર વિલાસને જોતા થકા કરૂણામય કાંતિવાળા પોતાના પ્રીય પતિને પધારતા જોઇને, તરતજ પોતાની હદ સુધી સન્મુખ જઈને, નકલ કરવા લાયક નમ્રભાવ યુક્ત પતિની સાથેની વસ્તુઓ અને વસ્ત્રો લઇ યોગ્ય સ્થાનપર રોપીને, તૈયાર કરી રાખેલા સુશોભિત સુખાસનપર બિરાજમાન થવાને હાથ જોડી વિનય કરતી, પંખાવડીએ પવન હાંકતી, અને શીતલ જલવડીએ શાંત કરવાબાદ પતિના ચરણમાં સાષ્ટાંગ પ્રણામ કરી અમુલ્ય આશીર્વાદ સંપાદન કરીને, આજ્ઞા પ્રમાણે કરવાને હાથ જોડીને સન્મુખ ઊભી રેહેતી હતી.

સાયંકાળની સંધ્યાવંદન કરવા વાસ્તે જલપાત્રાદિક સાહિત્યો નિયમ પ્રમાણે તૈયારજ કરી રાખેલા હતા; અને અગ્નિહોત્ર સમયમાં ઉપયોગી સર્વ પદાર્થો, તેપણ તૈયારજ હતા, હવ્ય અને કવ્યાદિ ભાવથી પિતૃ અને દેવતાઓને તૃપ્તિ કરીને વિધાનથી બેઉ જણાઓ અગ્નિહોત્રાદિ ઉચિત એવા ઉત્તમ કર્મો કરતા હતા, જેના પ્રભાવથી પરમેશ્વરની અનાવધી કૃપા સંપાદન કરીને, સદૈવ શાંત, દાંત, અક્રોધ વૈરાગ્ય જિતેંદ્રિય, પરોપકાર, ક્ષમા, દયા. સંતોષ, સત્ય અને સ્વધર્મનિષ્ઠા, અતિથિનું સત્કાર, અને દેવ બ્રાહ્મણાદિકોમાં સમદૃષ્ટી વિગેરે સર્વોત્તમ સદ્ગુણોં સહવર્તમાન, કેવળ જીવન્મુક્તરૂપ આનંદસાગરમા સદૈવ સ્નાન કરતા; અગ્નિહોત્રની આરામ આપનારી યજ્ઞશાળાને વિષે, દીવ્ય એટલે પ્રજ્વલિત પ્રકાશમાન અગ્નિના જેવા તેજસ્વી બેઉ જણ, જાણે કૈલાશને વિષે પાર્વતિસહિત શ્રીશિવશંકર ભોળાનાથ બિરાજમાન હોય તેમ શોભતા હતા, તેનો મહિમા વર્ણન કરવાને જો કે મનવાણી સમર્થ નથી, પણ ટુંકામાં એટલુજ કે સ્મરણ માત્રથી મહાદુર્લભ પદાર્થની સિદ્ધિ પણ સુલભ થઇ પડે છે.

(નારાયણ.) (અંહરૂ ) (નારાયણ.)

# શ્રી પરમ પ્રશ્નોત્તર મણી

પ્રશ્ન—પુરૂષનું બળ એટલે શું ?
ઉત્તર—શત્રુઓને દબાવવા એ પણ બળ છે, પરંતુ કુવાસના યુક્ત મનરૂપ શત્રુને જીતવાને સાધનરૂપ સતસંગ કરવું તેનેજ બળ સમજવું

પ્રશ્ન—લાભ કોને સમજવો
ઉત્તર—જર, જોરૂ, અને પુત્રાદિક પ્રાપ્ત થાય તે પણ લાભ ગણાય છે, પણ પરમેશ્વરની ભક્તિ પ્રાપ્ત થાય એજ ખરો લાભ છે

પ્રશ્ન—વિદ્યા એટલે શું ?
ઉત્તર—શાસ્ત્રો શીખીને પ્રપંચ કરવું તે વિદ્યા નહીં, પણ પરમેશ્વરમાં તદાકાર તાડી લાગી જાય છે જેવડીએ તેને વિદ્યા સમજવી

પ્રશ્ન—લજ્જા એટલે શું ?
ઉત્તર—દેખાડવા માત્ર લજવું એનું નામ લજ્જા નહીં, પણ દુષ્ટ કર્મોનો ત્યાગ કરવાનો નિશ્ચય થાય તેનેજ લજ્જા સમજવી

પ્રશ્ન—ઉત્તમ શોભા એટલે શું ?
ઉત્તર—વસ્ત્રાલકાર પણ શોભા તરીકે ગણાય છે, પણ તૃષ્ણાથી રહિતપણુ અને શીલ આદિક સુખરૂપ સદ્ગુણોનેજ ઉત્તમ ભૂષણરૂપ સમજવા

પ્રશ્ન—સુખ એટલે શું ?
ઉત્તર—દુખદાયક ક્રીયામા પ્રવૃત ન થવુ અને ક્ષણિક ભોગોમાથી વાસનાનો અભાવ એનુજ નામ સુખ સમજવુ

પ્રશ્ન—દુ ખ એટલે શુ ?

ઉત્તર—રોગાદિક તે દુઃખમાં ગણાય છે, પણ તે મટી જાય છે માટે વિષય સુખમાં અનાવધી ઇચ્છા રાખીને અહરનિશ હેરાન થાવું તેનુંજ નામ દુઃખ સમજવું.

પ્રશ્ન—પંડિત એટલે શું ?

ઉત્તર—ભણી ગયો તે પંડિત ઠીકજ છે, પરતુ બંધકારક ઉપાધીથી દૂર થઇ મોક્ષ પંથમાં પરમ હુલ્લાસ પૂર્વક પ્રવૃત હોય તેનું નામ પડિત સમજવું.

પ્રશ્ન—મૂર્ખ એટલે શું ?

ઉત્તર—શાસ્ત્રાદિકને જાણતો ન હોય તે મૂર્ખ નહીં, પણ જેને દેહાદિકમાં અહંતા મમતા દ્રઢ હોય તેનેજ મૂર્ખ સમજવો.

પ્રશ્ન—સુમાર્ગ એટલે શું ?

ઉત્તર—કાંટા પથરા અને ખાડાઓથી રહિત તે પણ સારો માર્ગ ગણાય છે, પણ પરમેશ્વરની પ્રાપ્તિ કરાવનાર પુરૂષાર્થને સુમાર્ગ સમજવો.

પ્રશ્ન—કુમાર્ગ એટલે શું ?

ઉત્તર—ચોરાદિકથી ભયંકર હોય તે કુમાર્ગ ગણાય છે પણ ચિત્તમાં તુચ્છ એવા નીચ વિચારો આવ્યા કરે તેને કુમાર્ગ સમજવો.

પ્રશ્ન—સ્વર્ગ એટલે શું ?

ઉત્તર—ઇંદ્રિ લોક સ્વર્ગ ગણાય છે ખરો, પણ સત્વગુણનો અંતઃકરણમાં ઉદય થાય એજ સ્વર્ગ સમજવો.

પ્રશ્ન—નરક એટલે શું ?

ઉત્તર—કુંભીપાકાદિ નરક ગણાય છે, પણ તમોગુણ સહિત તૃષ્ણાથકી અનેક અધર્મ થવા એજ નરક સમજવું.

પ્રશ્ન—બંધુ એટલે શું ?

ઉત્તર—માટ આદિક ઘણુ ગણાય છે તે મતનમી હોય છે, પણ વગર મતનમી તો પરમેશ્વરનો લાભ કવચિતજ મનેછે જે સર્વથા સુખદાયક હોય છે તેનેજ સાચો બધુ સમજનો

પ્રશ્ન—ધનવાન કોણ ' અને રિદ્રી કોણ '

ઉત્તર—નાણાવાળો ધનવાન કેવાય છે તે ઠીક, પણ ગુણના । તેથી હજાર દરજ્જે અંતરમા સુખી હોય છે માટે તેનેજ નાણા વાળો સમજવો અને નિર્ધન હોય તે રિદ્રી ગણાય છે પણ ખરેખર તો અસતોષીનેજ રિદ્રી સમજવો

પ્રશ્ન—કગાલ કોણ ?

ઉત્તર—જે રાક હોય તે કગાળ નહી, પણ જેણે પોતાની ઈદ્રિઓના વેગને જીત્યો નથી તેનેજ કગાલ સમજવો, કેમકે ઈદ્રિયારામ વાસ્તે અતિ દીનતાથી અને વ્યાકુળતા સયુક્ત કામો માર્યાજ કરે છે

પ્રશ્ન—સ્વતત્ર કોણ સમજવો

ઉત્તર—રાજાદિક સ્વતત્ર નહી પણ જેની બુદ્ધિ વિષયોના આસક્ત ન હોય તેજ સ્વતત્ર સમજવો

પ્રશ્ન—પરતત્ર કોણ સમજવો

ઉત્તર—ઉપર કહ્યા પ્રમાણે સ્વતત્રતા જેને ન હોય તેને પરતત્ર સમજવો

પ્રશ્ન—સર્વદા આનદમય રહેનાને પરમ સાધનો સમજવસો ?

ઉત્તર— ॥ શ્લોક ॥

सतोष परमो लाभ सत्सग परम धन
विचार परम ज्ञान शम च परम सुखम् ॥ १८ ॥

અર્થ—સતોષ સમાન કોઇ લાભ નથી, સતસગ સમાન ધન નથી, વિચાર સમાન જ્ઞાન નથી અને શાંતિ સમાન સુખ નથી

# શ્રી વિવેકવાણીરૂપી મણી

## ( પ્રબોધ પંચાશિકા ) ભુજંગપ્રયાત છંદ ( પદ ૨૭ મો. )

તમો શ્રીકૃષ્ણ શ્રીકૃષ્ણ શ્રીકૃષ્ણ ભાખો, કુસંસારના ભારનેં દૂર નાખો,
સહૂ દેવમાંહે સમો ભાવ રાખો, અસત તજીનેં સદા સત્ય ભાખો. ૧
થયો મોહમાં મગ્ન સંસાર આખો, વિમાશી રતીના રસો સીદ ચાખો;
તમો માનજો મજ્ઞ સંસાર ખોટો, સદા શેં ન સેવો યદૂનાથ મોટો. ૨
યથા તોયમાં સદ્ય ઊઠે તરંગ, થશે તેહનો દેખતા માંહે ભંગ;
તથા જીવવું જીવનેં જો વિમાસી, પછેં ટાળ સંસારની ફોક ફાંસી. ૩
યથા પદ્મનાં પત્રઊપેર પાણી, ઢળે મેલતાંમાંહ્ય છે એમ પ્રાણી;
યથા પૂર્ણ પાણી ભર્યો કુંભ કાચો, તથા સદ્ય ભાંજે નથી પિંડ સાચો. ૪
યતી શુદ્ધ શ્રીપાત વૈરાગિ યોગી, કવિ શૂર દાતા વિચારી વિભોગી;
અરે સર્વનો નેટ છે નાશ જાણો, નથી મૃત્યુનેં મન્ન કો રાંક રાણો. ૫
અરે ચાલવૂં કાલ તૂ શીદ સૂતો, અલ્યા માંડ માયા વિચે કાં વગૂતો;
સદા મસ્તકે મૃત્યુ નીશાન વાગે, અલ્યા તોએ નિદ્રાથકી શેં ન જાગે. ૬
યથા દેડકો અર્ધ સાહ્યો ભુજંગે, પછે મક્ષિકાનેં ગ્રહે તેજ રંગે;
તથા કાલની દાઢમાં સર્વ લોક, રહ્યાં દુઃખ દે અન્યને વ્યર્થ શોક. ૭
તમો સાર પામ્યા મનુષ્યાઽવતાર, તરો દુષ્ટ સંસાર કાં લાવો વાર,
હવે જાનકીનાથનેં કાં ન સેવો, જડ્યુ રત્ન તે કાં ખુવો હાથ મેવો. ૮
કેમ કાક નેં કીર તે હોય તુલ્ય, ક્યમ કાચ નેં રત્નનૂં એક મૂલ્ય;
તમો ગર્દભોને જવો કાં ચરાવો, કપૂરવિષે કોદ્રવા સીદ વાવો. ૯
તમો કાં કરો મ્લેચ્છનેં ભાલ અર્ચા, કરો વિપ્ર નેં વેદની સીદ ચર્ચા,
ગજો ઊપરે કાં ભરો કાષ્ઠભાર, ખરો ઊપરે સીદ થાઓ ડસવાર. ૧૦
તમેં ભોગવ્યૂં આજ તે કાલ ક્યાંથી, જુવો સર્વ નાશી જશે હાથમાંથી,

મચ્યો નાવ ને જે નદીનો તરંગ, ફરીને નહી હોએ તેહેનો સંગ
અરે સંપદા સર્વથા નાશ પામે, કહો દ્રવ્ય સાચો તમો કોણ કામે,
દશગ્રીવને રાજ્ય હતૂ અનંત, નહીં ભોગવ્યૂ તે ચયો સવ અંત
યથા મર્કટકઠમા પુષ્પમાળા, વળી કથા ગને અવને સોધ બાલા,
યથા છે ત્રણ અગ્ર તુષારબિંદુ, તથા દ્રવ્ય વાધે ઘટે જેમ ઈંદુ ૧૩

(શ્રીકૃષ્ણ સ્તુતિ) રાગ—જીંજોટીની ઠુમરી ( પદ ૨૮ મો )

દૌડ વિભો કરૂણાકર માધવ, દેવ દયાનિધી દેવકી નંદન૦ ટેક
હે કરૂણાકર દીન જનોદ્ધર, યે ભવ દુસ્તર ઇનતેં ઉદ્ધર૦ દૌડ૦ ૧
કામ મદાદિક લૂટત હૈ અતી, દૌડ રમાપતિ સેવક હિતકર૦ દૌડ૦
જન્મ મરણ ભય હરણ કરો પ્રભુ, ચરણ શરણ દ્રઢ શ્યામજી કિંકર
દૌડ વિભો કરૂણા કર માધવ, દેવ દયાનિધી દેવકી નંદન૦ ૩

( મનસાથે સમજુતી ) રાગ—પરજ ( પદ ૨૯ મો )

મન મદનકો વિકાર ઠાર માર ડાર રે૦ ટેક
આજ્ય અગ્નિ માહિ જૈસે, અધિક વૃદ્ધિ હોત તૈસેં,
વિષયોકી આશ એસે કરી વિચાર લે૦ મન મ નકો૦ ૧
શુભ વિચાર ધાર ધ્યાન, સંતોકી શીખ માન,
તજ કે ઉપાધી આન ધાર પ્યાર રે૦ મન મદનકો૦ ૨
સત સંગ માગલીક, ફરકુ તજિ સમહીં બીક,
પ્રીત પર્મ રાખી ઠીક, ભ્રમ નિવારરે૦ મન મદનકો૦ ૩
દેવકૃષ્ણ જ્ઞાન દેહી, તાહીકો તુ ચિત મેં લેહી,
ભીમજી તુ માન એહી, સમજ સારરે૦ મન મદનકો૦ ૪

## શ્રી લવાજમનો પોંહોંચપત્ર.

| રૂપીઆ | નામ | નકલો. |
|---|---|---|
| ૧૦ | શેઠ લક્ષ્મિદાસ ખીમજી ( જસટીસ ઑફ ધી પીસ ) | ૫ |
| ૧૦ | શેઠ લીલાધરભાઈ જેરામભાઇ. | ૫ |
| ૧૦ | શેઠ ખીમજીભાઇ જેરામ શીવજી હા. હીરજીભાઇ | ૫ |
| ૧૦ | શેઠ ધનજી માવજી . | ૫ |
| ૧૦ | રા. રા. મહારાજ હરીપત પરાંસપે ડેપ્યુટી પોસ્ટમાસ્તર પૂના. | ૫ |
| ૪ | શેઠ વિસનજી ખીમજી | ૨ |
| ૨ | શેઠ ગોવરધનદાસ ખટાઉ ગકનજી | ૧ |
| ૨ | શેઠ ગોવરધનદાસ ગોકલદાસ તેજપાલ | ૧ |
| ૨ | શેઠ કરસનદાસ વલભદાસ . | ૧ |
| ૨ | શેઠ મથરાદાસ લવજી . . | ૧ |
| ૨ | રા૦ રા૦ જનારદન રામચંદ્ર | ૧ |
| ૨ | શેઠ જેરામભાઇ દામજી .. | ૧ |
| ૨ | રા૦ પોપટભાઈ ભગવાનભાઇ. .. | ૧ |
| ૨ | રા૦ રા૦ આનંદરાવ ચિતાળા .. | ૧ |
| ૨ | શેઠ મુલજી શામજી લધા . | ૧ |
| ૨ | શેઠ ગોપાલદાસ રાઘવજી . | ૧ |
| ૨ | શેઠ મુગરજી મુલજી . | ૧ |
| ૨ | શેઠ પ્રેમજીભાઇ કારાભાઇ | ૧ |
| ૨ | શેઠ ગોપાલદાસ લીલાધર | ૧ |
| ૨ | શેઠ લક્ષ્મિદાસ પુરૂષોત્તમ . | ૧ |
| ૨ | શેઠ દામોદર આણંદજી . | ૧ |
| ૨ | શેઠ ખટાઉ નાથા હા. કાનજીભાઈ . . | ૧ |
| ૨ | શેઠ લીલાધર પેરાજ . | ૧ |

મુંબઈ — ધિ "હિંદુસ્થાન પ્રિંટિંગ" પ્રેસ.



॥ श्री आनदस्वरूपायनम ॥

| | | |
|---|---|---|
| વ૫ ૧ લુ ૧૮૮૬ | જુલાઇ, આગ. | તરંગ ૭-૮ મો |

# ચિંતામણી

આનંદ સાગર ઊલટ્યો, સજ્જન સ્નેહ અપાર,
પ્રેમ સહિત વાંચે સુને, ધન્ય ધન્ય નર નાર. ૧

ॐ

ભીમજી વિ૰ પુરૂષોત્તમ

॥ ॐ ॥




૧ શ્રી સુખદાયક શાસ્ત્રો અને માન્ય મહદ્ ગ્રંથોમાની સર્વોપયોગી સુખરૂપ બાબતો, સર્વને સેહેલાઈથી સમજી શકાય, માટે વિશેષ ચતુરાઈપર લક્ષ ન દેતા, સાદાઈથી જેમ વાતો કરીએ છીએ, તેમ જેવુ બની શકે છે તેવુ લખીને હાજર કરવામા આવે છે, તેમા ભૂલ ચૂક પણ પડે, કેમકે " ભણે તે ભૂલે "

૨ શ્રી ગ્રહસ્થાશ્રમ ધર્મને લગતા અગત્યના કાર્યોમાથી પૂરતો અવકાશ નહીં ફાવવાના સબબથી ચોપાન્યાને જરા વિલબ થાય છે, માટે વિવેકી ભાઈઓ ! લેશ માત્ર પણ વિપરિત વિકલ્પ ન કરતા ધીરજ રાખશો, કેમકે " ધીરજના ફળ મીઠા છે "

૩ જેઓને ગ્રાહક થવાને અતરમાથી સપૂર્ણ પ્રેમ હોય તેના કદરદાર સાહેબોએ પોતાનુ નેક નામ નીચે નખ્યા પ્રમાણે શિરનામુ કરી પત્ર લખવો, તથા ધ્યાનમા રાખવુ કે —

૧ માશ ૧૨ સુધીના ફકત રૂ ૨) નામ નોધાવતી વખતે
૨ બહારગામવાલાઓને "વેલ્યુ પેએબલ" કરીને મોકલવામા આવે છે, જેથી આના બે ટપાનની ફ્રીના વધારે પડે છે, માટે પત્રની સાથેજ રૂ ૨) મોકલાવશો તો આના બે વધારે નહીં પડે
૩ છુટી નકલ નમુના વાસ્તે મગાવનારાઓને સવા પાચ આના મોકલવાથી અક ૧ લો હાજર કરવામા આવે છે
૪ બુક પોસ્ટનો ટપાન ખરચ હમણા તો બક્ષિસ રાખેલો છે




ઠેકાણુ - શેઠ ઠાકરસી મુલજીની ઑફિસમા કોટ હમમમીટ મુબઇ

( સર્વેને વાંચવા લાયક વધામણી )

" શ્રી વેદાંત પદાવળી " જેવું રત્નરૂપ સદ્‌ગ્રંથ અવશ્ય કરીને ખરીદવા લાયક છે. તેવિષે ગુણવાન ગ્રહસ્થોને ભલામણ કરૂંછું કે, થોડી કીમતમાં મળી શકે છે માટે ખરીદ કરી લેવા મુલત્વી રાખવું નહી કેમકે, નકલો બાલાંસમાં થોડી છે. કીમત રૂ૦ાા ટપાલ ખરચ બક્ષિસ છે. વાંચીને ખરચેલા પૈસા કુરબાન સમજશો.

ઠેકાણુ—પંડિત જેષ્ટારામ મુકુંદજી. કાલકાદેવી તેલવાડી મુંબઇ અથવા આપણી પાસેથી નીચે લખેલા ઠેકાણે મળસે.




☞ ઠે૦—શેઠ ઠાકરસી મુલજીની આફીસમાં કોટ હમમસ્ત્રીટ મુંબઇ.

---

## શ્રી લવાજમનો પોંહોંચપત્ર.

### બહાર ગાંમના સદ્‌ગ્રહસ્થો તરફથી

| | | |
|---|---|---|
| ૨ | શેઠ જેઠાભાઇ મેગજી ( કલકતેથી વેલ્યુ પેએબલ ). | ૧ |
| ૨ | શેઠ હેમતલાલ વ્રજલાલ (વડોદ્રા) | ૧ |
| ૨ | શેઠ કરસનદાસ જીવરાજ ( કુમઠા ) | ૧ |
| ૨ | શેઠ પુરૂષોત્તમ રવજી ( કુમઠા ) | ૧ |
| ૨ | શેઠ વીરજી જેઠાણી ( કુમઠા ) | ૧ |
| ૨ | શેઠ ગોકલદાસ કલ્યાણજી ( બારસી ) | ૧ |
| ૨ | જોશી ચંદુલાલ કેવલરાંમ આચારજ ( નગર ઠઠા ) | ૧ |
| ૨ | શેઠ જેરામભાઇ દેવચંદ ( ઇરોડ ) | ૧ |
| ૨ | શેઠ સ૦ સા૦ ( કરાચી) | ૧ |



श्री



# આનંદ સાગર





THE OCEAN OF HAPPINESS

વર્ષ ૧ લુ જુલાઇ, આગષ્ટ ૧૮૮૬ તરંગ ૭-૮ મો

 ચિંતામણી 

આનદ સાગર સ્નેહ ધરી, વાચે જે નર નાર,
ધર્મ અર્થ સસાર સુખ, મળે મોક્ષ નિરધાર૦ ૧
આન દ સાગર અર્થકુ, ખુબ ખ તસે ખોજ,
પરમેશ્વરકી પ્રાપતિ, મુક્તાફળકી મોજ૦ ૨



ભીમજી વિ૦ પુરૂષોત્તમ

વરસ ૧ ના રૂ૦ ૨) રોકડા ટપાલ ખરચ બક્ષીસ

# શ્રી प्रसंगानुक्रम दर्शन.

( બોલો શ્રી બાલકૃષ્ણલાલકી જે )

ભક્તન પ્રતિપાલ લાલ, કૃપા દ્રષ્ટિ કીજે,
તુલસીદાસ શરન આએ, અપનો કર લીજે૦ દશરથ૦ ૫



(શ્રી રામચંદ્રજીને કૌશલ્યા માતા જગાવે છે પ્રભાતીઓ)

પ્રાત સમય રઘુવીર જગાવે, કૌશલ્યા માતારી,
જાગો લાલજી ભોર ભયો હૈ, સુરિ નર મુનિ હિતકારી૦ ટેક
બ્રહ્માદિક ઇંદ્રાદિ દેવતા, સનકાદિક ઋષી ચારી,
વાણી વેદ નિરંતર ગાવે, રઘુપતિ જશ બિસ્તારી૦ પ્રાત૦ ૧
બંદી જન ગાંધ્રવ ગુણુ ગાવે, દે દે નાચત તારી,
સૈન્ય સહિત શિવ દ્વારે ઠાડે, હોત કલાહલ ભારી૦ પ્રાત૦ ૨
સુનિ પ્રીય બચન રઘુપતિ જાગે, નેનન પલક ઊગારી,
ધર્મધ્યાન કરિ ઉદય ચરાચર, આનંદ અતિ નરનારી૦ પ્રાત૦ ૩
ચમર છત્ર લીએ ભરત શત્રુગન, જનક સુતા લીએ જારી,
મેવા પાન લીએ કર લછમન, ભર કંચનકી થારી૦ પ્રાત૦ ૪
કરિ અસ્નાન દાન પ્રભુ દીના, ગોધન કંચર્ન ભારી,
તુલસીદાસ આસ રઘુવરકી, ચરન કમલ બલિહારી૦
પ્રાત સમય રઘુવીર જગાવે, કૌશલ્યા માતારી૦ ૫



(શ્રી મહાદેવજીનુ સ્મરણ)　　　(રાગ—પ્રભાત)

પ્રાત સમે સમરીએ મન, શ્રી શંકર દેવા,
મોક્ષ અરથ ચરન કમલ, કીજે તિન સેવા૦ પ્રાત૦ ટેક
શ્વેત વર્ણુ ચંદ્ર ભાલ, જટા ગંગ રાજે,
તીન નેન જિનહીં અર્ધ અંગ ઉમા છાજે૦ પ્રાત સમે૦ ૧

કંઠ રૂંઢ માલ હાથ, દમરૂ જિન સોહે,
નાદ જાંકો શ્રવન કરી, દેવન મન મોહે૦ પ્રાત સમે૦ ૨

બ્રહ્મા વિષ્ણુ સનકાદિક, નારદ યશ ગાવે;
જિન મુખ સુનિ નિગમ વાકય, બ્રહ્માનંદ પાવે૦ પ્રાત૦ ૩

સ્થૂલ સૂક્ષ્મ કારણાદિ, જિન નહીં આકારા;
વિશ્વંભર વિશ્વ વ્યાપી, હૈ પરાતેં પારા૦ પ્રાત સમે૦ ૪

શિવકો મહીમા અપાર, રસના ન કહાવે;
શંકર કરૂણા કટાક્ષ, અનુભવ કર આવે૦ પ્રાત સમે૦ ૫

શિવ શિવ મુખ રટન કરત, નિરભય સુખ લેવે;
સદગુરૂ કર ચરન, બાલક દેવકૃષ્ણ સેવે૦ પ્રાત સમે૦ ૬

---

( શ્રી કૃષ્ણાષ્ટક ) ( ચરચરી છંદ )

નંદ નંદન જગત વંદન, ચરન રજ કુબજા તરી;
ચાર જુગ પરિબ્રમ કહિયે, કૃષ્ણ રાજત મધુપુરી૦ ૧

બંસિબટ તટ નિકટ યમુના, સાંવરે મુરલી ધરી;
મુરલી ધુન સુન લોક મોહે, કૃષ્ણ રાજત મધુપુરી૦ ૨

વૃંદાવનમાં મદન મોહન, અષ્ટ સિધિ નવ નિધિ ખરી;
કાળઅહી ઘનશ્યામ નાથ્યો, કૃષ્ણ રાજત મધુપુરી૦ ૩

મુગટ લટપટ પેંચ રસપટ, તિલક ચંદનનું કરી;
વનમાળિ લાલ ગોપાળ કહિયે, કૃષ્ણ રાજત મધુપુરી૦ ૪

ગોપ ગોપી સંગ લઇને, કુંજ કુંજ રમ્યા હરી;
રાસ રચ્યો યદુનાથનંદન, કૃષ્ણ રાજત મધુપુરી૦ ૫

ઇંદ્ર ચંદ્ર કુબેર બ્રહ્મા, લખે વિગત પ્રભૂ ફરી ફરી,
અનંત મુનિજન કરત જયજય, કૃષ્ણ રાજત મધુપુરી૦ ૬
કંસ વંશ નિકંદ કીધો, દનુજ સર્વ ગયા ડરી,
સંત કારણ દેહ ધારણ, કૃષ્ણ રાજત મધુપુરી૦ ૭
કૃષ્ણાષ્ટક જે પઠત નિસદિન, સ્વર્ગ જાય તે સંચરી,
નીમાનંદ અનંતાર અ ભુત, કૃષ્ણ રાજત મધુપુરી૦ ૮



## (શ્રી ગુરૂ મહિમા) (દોહા)

સદ્ગુરૂ પદ પંકજ સદા, પાવન પર્મ પુનીત,
નમસ્કાર તિહિ કરતહોં, જાતેં નિર્મલ ચિત્ત૦ ૧
ચરન કમલ ગુરૂ દેવકે, ઉધરે કોટિ અનંત,
પ્રેમ સહિત સુખ ઊપજૈ, આત્મ તત્વ દરસંત૦ ૨
જુગલ ચરન ગુરૂ દેવકે, મંગલ સબકે મૂલ,
ભેટત ઉર માયા મિટૈ, કોટિ જન્મકી ભૂલ૦ ૩
મહિમા ચરન સરોજકી, ઈક મુખ કહી ન જાય,
અડસઠ તીરથ નિત બસે, ગુરૂ ચરનનિમેં આય૦ ૪
ચરન કમલ પરતાપ તેં, ચિદ જડ ગ્રંથિ બિલાઇ,
મેં મેરી મમતા મિટૈ, સંશય રહે ન કાઇ૦ ૫
અંબૂજ ચરનહિ ધ્યાવહી, અંતર સુધ સબ હોઇ,
નિજાનંદ સુખ ઉપજે, દુર્મત સઘલી ખોઈ૦ ૬
નમો નમો ગુરૂ ચરનકોં, જિતનગિ હોઈ ઉધાર,
સિવારામ બલિહારણે, પુનહ પુનહ બલિહાર૦ ૭

## ( મોતીદામ છંદ )

ગુરૂ પરબ્રહ્મ ચિદાનંદરૂપ, ગુરૂ નિજ કેવલ આપ અનૂપ;
ગુરૂ સત સાહિબ આપ અલેખ, ગુરૂ સુખ સાગર પૂરન પેખ૦ ૮
ગુરૂ અજ જાન સ્વયં અવિનાસ, ગુરૂ નિરબાન સ્વતઃ પરકાશ
ગુરૂ નિરધાર સદોદિત સોઇ, ગુરૂ પરા પાર નિરંજન હોઇ૦ ૯
ગુરૂ લક્ષરૂપ અવાચ અનંત, ગુરૂ મન વાણિ અગમ્ય અચિંત;
ગુરૂ સુખસિંધુ અથાહ અમોલ, ગુરૂ તુલ કૌન અતોલ અમોલ૦ ૧૦
ગુરૂ ચિદ્‌રૂપ અગમ્ય અગાધ, ગુરૂ ગુન પાર અચિંત અબાધ;
ગુરૂ શ્રુતિ શેષ કહ્યો નિરધાર, ગુરૂ નિજ આપહિં આપ અપાર૦ ૧૧
ગુરૂ એક ચૈતન રામ અખંડ, ગુરૂ સબ વ્યાપક પિંડ બ્રહ્માંડ;
ગુરૂ નિજ આતમ દેવ મુરાર, ગુરૂ નિરદ્વંદ્વ સ્વયં કરતાર૦ ૧૨
ગુરૂ સબ દેવનિ દેવ સૂજાન, ગુરૂ સતરૂપ વહી ભગવાન;
ગુરૂ પરમેશ્વર ઈશનિ ઇશ, ગુરૂ પ્રતિપાલ સ્વયં જગદીશ૦ ૧૩
ગુરૂ અદ્‌ભૂત અનુપમ સાર, ગુરૂ પરમાતમ શિરજન હાર;
ગુરૂ ઉર અંતર ધ્યાવન જોગ, ગુરૂ શિર પૂજન પૂજ સહોગ૦ ૧૪
ગુરૂ શુદ્ધ શાંતિક ધારિ શરીર, ગુરૂ જગ આય ઉધારનં ધીર;
ગુરૂ નિર્ગુણી સગુણી પુનિ હોઇ, ગુરૂ પરમારથ સાધત સોઇ૦ ૧૫
ગુરૂ પ્રભુ દીન અનાથકે નાથ, ગુરૂ ભવ ડુબત દેવત હાથ;
ગુરૂ યમ ત્રાસ નિવારન હાર, ગુરૂ નિત પાવન પતિત ઉધાર૦ ૧૬
ગુરૂ લખ ચાર અસી સબ મિત્ત, ગુરૂ હિત ચાહત જિત્તહિ તિત્ત;
ગુરૂ ઉર અંતર હૈ જુ કૃપાલ, ગુરૂ ચિત કોમલ દીન દયાલ૦ ૧૭
ગુરૂ સબ બંધન તોરત આઇ, ગુરૂ શિષ્ય સ્વાસ ઉસ્વાસ સહાઇ;
ગુરૂ નિજ આતમ દેવ સુચીન, ગુરૂ સુખ ભૌન મહા પરબીન૦ ૧૮

ગુરૂ મન રાખત હેત અપાર, ગુરૂ પદ દાયક હૈ નિજ સાર,
ગુરૂ લક્ષ દેવત સોઈ અભ ગ ગુરૂ મત આત્મ લખાવત ર ગ૦૧૯
ગુરૂ સબ કાટત કર્મ નિકાર, ગુરૂ જગ જાનતે કાઢન હાર,
ગુરૂ દુ ખ દૂર વિદારત ખોઈ, ગુરૂ સુખ સાગર નાગર સોઇ૦ ૨૦
ગુરૂ પ્રતિપાલક હૈ નિજદાસ, ગુરૂ અતિ રીજિ દિએ સુખ રાસ,
ગુરૂ કિહિ દેખત દોપ ન કોઇ, ગુરૂ બ્રહ્મરૂપ લખો શુદ્ધ સોઇ૦ ૨૧

ગુરૂ મન મોહન પ્રાણ આધાર, ગુરૂ પત ગાખન હાર સ સાર,
ગુરૂ સમ મિત્ર કહો અબ કૌન, ગુરૂ કટિ દેત ચરાચર જાૈન૦ ૨૨
ગુરૂ શિષ્યકી નિત લેવત સાર, ગુરૂ ઉર એક પર ઉપકાર,
ગુરૂ નિશકામ ન ચાહત આન, ગુરૂ સોઇ ચાહત શિષ્ય કલ્યાન૦ ૨૩
ગુરૂ વપુ ધારન કારન એહ, ગુરૂ ભવ તારન પારન સ્નેહ,
ગુરૂ લર લેવત આઇ જુ જ ત, ગુરૂ તિહિ દેત ભુજા ભગવ ત૦ ૨૪

ગુરૂ હરિ લેત ત્રધા ચૂક્ર્તાપ, ગુરૂ સમ સ શય દેવત કાપ,
ગુરૂ યહ પાચ નિક્ષાર્તૈ ભુત, ગુરૂ ઉપદેશહિં દે અદ્ભૂત૦ ૨૫
ગુરૂ ગુણ પાર લખાવત સોઇ, ગુરૂ ભિન્ન ભાવ દિયા સબ ખોઇ,
ગુરૂ ઈક ચૈતન ગમ દૃઢાઈ, ગુરૂ ભરપૂર મહારસ માઇ૦ ૨૬
ગુરૂ નિત જ્ઞાન વિજ્ઞાનહિ ધ ન, ગુરૂ ચિદ્રૂપ સદા સુપ્રસન્ન,
ગુરૂ સુખરૂપ જુ આપહિ આપ, ગુરૂ નિરબાન અદ્વૈત અમાપ૦ ૨૭
ગુરૂ બિન જ્ઞાન ન હોય પ્રકાશ, ગુરૂ બિન ભક્તિ ન પ્રેમ હુલ્લાસ,
ગુરૂ બિન યોગ ન ત્યાગ વૈરાગ, ગુરૂ બિન હોત ન પૂરન ભાગ૦ ૨૮

ગુરૂ બિન હોઈ ન નિર્મન ચિત્ત, ગુરૂ બિન લાગે ન પૂરન પ્રીત,
ગુરૂ બિન અ તર શુદ્ધ ન હોઇ, ગુરૂ બિન પાવત રામ ન કોઇ૦ ૨૯
ગુરૂ બિન સ શય ભર્મ ન જાઇ, ગુરૂ બિન ત મ અજ્ઞાન દુખાઈ,
ગુરૂ બિન મ ન ન છાડત દ્વ દ્વ, ગુરૂ બિન માય જુ ડારત ફૈ ૦૩૦

ગુરૂ બિન હાટહિં હાટ બિકાહિં, ગુરૂ બિન કોઇ છુડાવત નાંહિં
ગુરૂ બિન આવત ના બિશવાસ, ગુરૂ બિન કાલ પરે ગલ ફ્રાસ૦ ૩૧
ગુરૂ બિન કંટક તીય સુ કીન, ગુરૂ બિન બાલ કુટુંબ અધીન;
ગુરૂ બિન ચાર દુઆકર માંહિ, ગુરૂ બિન ભ્રમત પાર ન પાહિં૦ ૩૨
ગુરૂ બિન ઉજ્વલ હોઈ ન કાંતિ, ગુરૂ બિન જાઈ ન અંતર ભ્રાંતિ;
ગુરૂ બિન હે દરબાર ધિકાર, ગુરૂ બિન કોઈ ન પાવત પાર૦ ૩૩
ગુરૂ બિન દૂસર ઠૌર ન ઔર, ગુરૂ શિર મોરનિકે શિર મોર;
ગુરૂ સચ્ચિદાનંદ રૂપ સુજાન, ગુરૂ પરિબ્રહ્મ સ્વયં ભગવાન૦ ૩૪
ગુરૂ સરવોપરિ છત્રહિ રૂપ, ગુરૂ મુખ ઉજ્વલ કાંત્તિ અનૂપ;
ગુરૂ નિજ રૂપ મિલાવત સોઈ, ગુરૂ બિન ઔર કહો કહું કોઈ૦ ૩૫
ગુરૂ શિર ઉપર માનિહુ રામ, ગુરૂ કૃષ્ણ દેવ કર્યો સુખ ધામ;
ગુરૂ સનકાદિક ધ્યાવત શેષ, ગુરૂ રૂપ પૂજત આપ મહેશ૦ ૩૬
ગુરૂ પદ સારદ નારદ વંદ, ગુરૂ શુકદેવ કર્યો સુખ કંદ;
ગુરૂ મહિમા સુ ઊચ્ચારત વેદ, ગુરૂ લક્ષ જાનત કોઈક ભેદ૦ ૩૭
ગુરૂ ઉપમા જુ અપાર અનંત, ગુરૂ પદ ધ્યાવત હે સબ સંત;
ગુરૂ સતભાવ સદા મન સેવ, ગુરૂકિ કૃપાહિં મિલે નિજ ભેવ૦ ૩૮
ગુરૂ વપુ ધ્યાવન યોગ્ય સદાઈ, ગુરૂ પદ પૂજત શાંતિ સુ પાઈ;
ગુરૂ મુખ વાયક ધારન જોગ, ગુરૂ દરસન્ન બડે પુન્ય હોગ૦ ૩૯
ગુરૂ ચરણોદક કીજત પાંન, ગુરૂ ઉપદેશ પ્રસાદ સમાન;
ગુરૂ પદ પ્રીત કરી પરણામ, ગુરૂ ભજિ આતમ હોઈ વિશ્રામ૦ ૪૦

( દોહા. )

ગુરૂ મહિમા ગાવત સદા, મન રાખી અતિ મોદ;
સો ભવ ફિર આવે નહી, બૈઠે પ્રભુકી ગોદ૦ ૪૧

ગુરૂ મહિમા મુખ બોલતે, પ્રસન્ન હોય સબ દેવ,
ગુરૂ સેવે સેવે સબૈ, સાધ્ય કરે તતખેવ૦ ૪૨
ગુરૂ મહિમા સબતૈ અધિક, પાવન પરમ પુનીત,
શ્રુતિ સ્મૃતિ નિત્યહિ રટૈ, ગદ ગદ વ્હૈ ગુરૂ ગીત૦ ૪૩
ગુરૂ મહિમા ઉઠિ પ્રાતકો, પઢે પ્રીત મન લાઇ,
તીરથ તપ વ્રત નેમ ફલ, સો જન સુગમહિ પાઈ૦ ૪૪
ગુરૂ મહિમા કેતી કહો, જાકો નાવત અંત,
અગમ અગાધ અનંત તિહુ, પાર નહીં દરસંત૦ ૪૫
ગુરૂ કૃપાતે પાઈયે, ચરન કમલકી સેવ,
સિતારામ મુખ બોલિયે, જય જય શ્રી ગુરૂ દેવ૦ ૪૬



## * श्री परम प्रश्नोत्तर मणी *

પ્રશ્ન– કેમ ભાઈ, નસીબ સરસ કે ઉદ્યમ સરસ ?

ઉત્તર–સરસ તો બેઉ છે કેમકે, ઉદ્યમ પણ ઉત્તમ પદવી ધરાવે છે અને નસીબ પણ તેમજ છે

પ્રશ્ન– ના ભાઈ, એમ સમજાવે સંતોષ થાય તેમ નથી, નસીબ અને ઉદ્યમ એ બેઉમાથી કોણ સરસ ? એજ મુખ્યત્વે પુછવાનો મુદો છે

ઉત્તર–એક સમય વીક્રમ રાજાની પાસે એવી એક તકરાર આવેલી હતી, ત્યારે રાજા વીર વીક્રમે તેનો ખુલાસો કર્યો હતો જે કરવામા તેણે ઉત્તમ પ્રકારનું બુદ્ધિબળ વાપર્યું હતુ નસીબ ઉપર વિશ્વાસ રાખનારો કેહેવા લાગ્યો કે, નસીબ

સરસ છે, અને ઉદ્યમી પુરૂષ કેહેવા લાગ્યો કે, ઉદ્યમ વિના નસીબ કાંઈ લેખામાં પણ નથી; બેઉની તકરારને ખુલાસો કરાવવા, રાજા વીર વીક્રમ પાસે આવ્યા; રાજાએ પોતાના રાજમેહેલનાં એક દીવાનખાનામાં બેઉ જણાને કેવળ અંધારામાં પૂરી મુકીને બારણા બંધ કરી દીધા, એટલે નસીબવાલો ભાઇબંધ તો પલાંખડી મારીને બેઠા, અને ઉદ્યમી કદીપણ જંપીને બેસે વારૂ? ઉદ્યમી વિચાર કરે છે કે, રાજા વીર વીક્રમ જે ધર્મરાજની મુર્તિ છે, તેણે અમને ભૂખ્યા રાખવાને કદીપણ વિચાર્યું હશે નહીં; એટલામાં ખાવા પીવાનું શોધવું જોઈએ; એમ વિચારીને ઉદ્યમી પુરૂષ ભીંતને હાથ લગાડી અંધારામાં ફરવા લાગ્યો, અને નસીબવાળાને કેહેવો લાગ્યો કે, અલ્યા ઊઠીને ફરતો ખરો; નસીબરાજ કહેવો લાગ્યા. થવાનું હશે તેમ થશે. ઉદ્યમીને તો પ્રત્યક્ષ ફળ થયુ કે એક ગોખલામાં હાથ ફેરવવાથી એક લાડવો મલ્યો, જે ખાવાથી તેને સંતોષ થયો. વધારે ફરતાં મીઠાઈની ટોપલીઆંથી ૩ લાડુ બીજા મળ્યા. એટલે ખુબ ખાધા; પણ તેમાંથી બોર જેવડા કઠણ કાંકરા નીકળવાથી તેણે મનમાં વિચાર્યું કે, નસીબવાળાના નસીબમાં કાંકરાજ છે, એમ વિચારી ફરતો ફરતો નસીબવાલાને શોધતો શોધતો પાસે આવીને કેહેવા લાગ્યો કે, ભાઈ 'જે ભૂખ્યો રહ્યો, તે હાર્યો' એમ થશે; તુ નસીબનો ભરોસો રાખીને બેઠો છે, તો તારા નસીબમાં તો ચાર લાડવામાંથી નીકળેલા ચાર કાંકરા છે. તેણે તો કાંકરા લઈને ખીસામાં રાખ્યા; સહરવાનાં ૮ા વાગે મહારાજ વીર વીક્રમે તેઓને સભામાં બોલાવ્યા; અને પુછતાં જણાયું કે, ઉદ્યમી પુરૂષેં તો ખાઇપીઇને ખૂબ આરામથી ઊંઘ લીધી; અને

નસીબરાજે તો ભૂખના ભડાકા કાડયા, પણ તેને ઉદ્યમીએ મશ્કરીમા આપેલા ચાર કાકરા તે રાજાએ રાખેલા ચાર "રત્ન" હતા. જેની કીમતના વ્યાજમાથી એવી સેકડો મીઠાઈની ટોપ લીઓ જાથુ આવ્યા કરે

રાજાએ ઈનસાફ કર્યો કે, "ઉદ્યમી કદાપી ભૂખે મરતો નથી, પણ પૈસો પ્રાપ્ત થવો તે નસીબમા હોય તોજ થાય "

ઉદ્યમીભાઈ તો સહવાર પડી એટલે ભૂખ્યો થઈ રહ્યો, અને નસીબવાળો પુરૂષ તો ચાર રત્નો લઈને આનંદથી ચાલતો થયો

પ્રશ્ન– પરમેશ્વર પ્રાણી માત્રમા વ્યાપીને રહેલો છે, એ વાતનો દૃઢ નિશ્ચય થવાને દ્રષ્ટાંત શુ છે?

ઉત્તર–એક હીસાબ એવી તરેનો છે કે, ગમે તેટલા અક્ષરોનુ એક નામ હોય તેને નીચે જણાવેલા ગણિત પ્રમાણે ગણી જોવાથી છેવટે માત્ર અક્ષર બે બચે છે, તે બે અક્ષર એટલે "રામ" તેજ રામ સર્વમા રમી રહ્યો છે

(દોહો)

નામ ચતુર ગુન પંચયુત, કીજે દુગને વિશેષ,
અષ્ટ ભાગ બાકી રહે, (સો) સમજો "રામ" હમેશ૦

અર્થ–એક નામ સમજો કે, વિઠલભાઇ છે, તેના પાચ અક્ષરો થયા તેને (નામ ચતુર ગુન એટલે નામના અક્ષરોને ચારે ગુણવા) માટે પાચ અક્ષરો ને ચારે ગુણ્યા, એટલે ૨૦ થયા, તેમા (પંચ યુત એટલે) પાચ ઊમેરવા, એટલે ૨૫ થયા, તેને (કીજે દુગન વિષેશ એટલે) બમણા કરવા, તે ૫૦ થયા, તેને (અષ્ટભાગ) એટલે આઠે ભાગવા, એટલે આઠ ૭૬ ઉગણચાલીસ (બાકી રહ્યા બે અક્ષર) તે "રામ" એમ ગમે તેટલા અક્ષરોનુ

નામ હોય તેને એવી રીતે હીસાબમાં ગણવાથી છેવટે " રામ " નામના બે અક્ષર સર્વમાં રહેલા છે, તે આપોઆપ જણાઇ આવશે.

( ચોખી સમજણ )

| | |
|---|---|
| ૧ નામ વિઠલભાઇનાં અક્ષરઃ- (પાંચ):- | ૫ |
| ૨ તેને ચારે ગુણવા | ૪ |
| | ૨૦ |
| ૩ તેમાં પાંચ ઉમેરવા | ૫ |
| | ૨૫ |
| ૪ તેને બમણા કરવા | ૨ |
| ૫ તેને આઠે ભાંગવા | ૮) ૫૦ (૬ |
| ૬ ભાગ લાગતાં બાકી બચ્યા બે અક્ષર | ૪૮ |
| તેજ " રામ " સર્વેમાં રમી રહ્યો છે. બાકી | ૨) |

**પ્રશ્ન**- આદિ, મધ્ય, અનેઅંતમાં, એકજ પરમેશ્વર પોતેંજ વિલસી રહ્યો છે, એ વાત ખરી, પણ મધ્યમાં જે નામ રૂપાત્મક જગત દેખાયછે, તે જગત રામરૂપ સમજવાને દ્રષ્ટાંત શું?

**ઉત્તર**-દૃષ્ટાંત—જેમ એક નવું નવ, ને બે નવાં અઢારનું પાડો આખો લખી જાઓ, પણ આદિ મધ્ય અને અંતમાં, હિસાબે નવનાં નવજ આવસે. વચમાં નામ રૂપ છે, તે વિલય થઈ જશે.

( ચોખી સમજણ )

| | |
|---|---|
| ૧ એક નવું નવઃ- | આરંભમાં નવડો પોતે ૯ |
| ૨ બે નવાં અડારઃ- | ૧ ૮-એક ને આઠ? ૯ |
| ૩ ત્રણ નવાં સિત્યાવીસઃ- | ૨ ૭-બે ને સાત? ૯ |
| ૪ ચાર નવાં છત્રીસઃ- | ૩ ૬-ત્રણ ને છ? ૯ |
| ૫ પાંચ નવાં પીસતાલીસઃ- | ૪ ૫-ચાર ને પાંચ? ૯ |
| ૬ છ નવે ચોપનઃ- | ૫ ૪-પાંચ ને ચાર ? ૯ |

| | | |
|---|---|---|
| ૭ સાત નવા ત્રેસઠ — | ૬ ૩—છ ને ત્રણ? | ૯ |
| ૮ આઠ નવા બોંતેર — | ૭ ૨—સાત ને બે? | ૯ |
| ૯ નવે નવે એક્યાસી — | ૮ ૧—આઠ ને એક? | ૯ |
| ૧૦ દાએ નવે નેવુ — | ૯ ૦ નવડો ને શૂન | ૯ |

સાર — આદિમા એટલે પ્રથમ નવડો છે, તે પછી અઢાર અને સિત્યાવીસ વિગેરે જે આકડાના રૂપ તથા નામ જુદા જુદા છે, તેનો એક એક આકડાનો સરવાળો કરવાથી "નવડો" એજ સર્વેનુ સ્વરૂપ સિદ્ધ થાય છે અને છેને નવડાપર મીંડુ છે, તે મીંડુ એમ સુચના કરે છે કે, વચમા જે નામ રૂપ જુદા દેખાતા હતા, તે સરવાળો કરવાથી સર્વે નામરૂપ અતરધ્યાન થઇ ગયા, માટે આદિમા નવડો મધ્યમા નવડો, અને છેવટ પણ નવડોજ સિદ્ધ થયો, તેમ નારાયણ પરમાત્માનુ સ્વરૂપ આદિ, મધ્ય અને અતમા એકજ છે માત્ર વચમા નામ રૂપાત્મક જગત માયાથી ભાસે છે, તેનો પ્રેમ લક્ષણા ભક્તિરૂપે સરવાળો કરીને તપાસી જોયુ હોય, તો કેવળ પરમાત્મા ત્રિકાલ અબાધ્ય સ્વય પ્રકાશપણે અનુભવમા આવે છે

પ્રશ્ન— પરમેશ્વર સર્વે ઠેકાણે રહેલા છે તો દેખાતા કેમ નથી?

ઉત્તર—સતસગ અને સતશાસ્ત્રો દ્વારા, અદરની આખો ઊગડે ત્યારે પરમેશ્વરને ઓળખવાની યોગ્યતા આવે છે

( કહ્યુ છે કે,— )

( ગેમારને ચેતવણી ) ( રાગ—યથા રૂચી )

જા ઘર કથા નહિ હરી કીર્તન, સત નહીં મેમાના,
તા ઘર જમને ડેરા દીના, સાજ પડે મમશાના૦ જા ઘર૦ટેક

મેરી મેરી મત કર મૂરખ, મત કર માન ગુમાના;
સદ્દગુરૂ સંતકી સેવા ન કીની, કિસ બિધ હોય કલ્યાંનાં૦ જા૦૧
ફુલ્યા ફાલ્યા ક્યા ફિરતે હો, ક્યા દિખલાવો અંગા;
એક પલકમે ફના હો જાયગા, જૈસા રંગ પતગા૦ જા ઘર૦૨
નાભિ કમલસેં નાવ ચલત હૈ, દ્વાદશ નિયમ ઠેરાંનાં;
અધર તખ્ત પર આસન કીંનાં, યે સદ્દગુરૂકી સાંનાં૦ જા૦૩
ગ્યાન ગરીબી પ્રેમ ભક્તિ કર, સત્ય નામ નીસાંનાં;
તીવ્ર વૈરાગ્ય ગુરૂ ગમં ગ્યાના, તા ઘર કોટિ કલ્યાંનાં૦ જા૦૪
કાલ ઢલીચા દેવત પલ પલ, ક્યા બુઢા ક્યા જુવાંનાં;
કહત કબીર સુનો ભાઈ સાધુ, છોડ દેહ અભિમાના૦ જા૦૫

પ્રશ્ન—આયુષ્યનાં દરેક પલને અમુલ્ય ગણેલી છે, માટે તેનો ઉપયોગ કેવી રીતે કરવો ?

ઉત્તર—એક પદ એવો છે, કે જેમાં તમારા પ્રશ્નનું સમાધાન તમે પોતેં સમૃજી શકસો.

( કર્તવ્ય દર્શન ) ( રાગ—લાવણી )

રાત દિન હરી રટન કરવું, એક દિન આખર છે મરવું૦ ૧
કબીલો કુટંબ ને કાયા, મજા સુખ મોજ અને માયા૦ ૨
ઘડીમાં ગેબ બધું થાશે, સહુને માર્ગ સહુ જાસે૦ ૩
કદી સો કિંકર છે શોભતા, હજારો હુકમ થકી થોભતા૦ ૪
સમજતાં પોતેં પસ્તાશે, કદી નહી કોઇ સાહ્ય થાશે૦ ૫
સમજ સંસાર ખરો ફાંની, થવું છે આખર તો વાંની૦ ૬
કરી લે ભાવ થકી ભકતી, મળે જેથીજ મહામુકતી૦ ૭
અવતર્યો તું લખ ચોરાસી, થયો માતાને ઉદર વાસી૦ ૮
ભજો ભગવાન ખરે ભાવે, ફરી તક આવી નહી આવે૦ ૯

# ✻ શ્રી પતિવ્રતા પારસમણી ✻

શ્રી સદ્ગ્રંથોમાના સદ્બોધ પ્રવર્તક પરમ પ્રસંગો વાચવાને અભિરૂચી ધરાવનાર, પ્રેમપોષક ભાઈઓ અને શીલસંપન્ન સદ્ગુણી બેહેનોને વાસ્તે, શ્રીપતિવ્રતાના પરમપવિત્ર અને પ્રીયકર એવા પારસમણી સ્વરૂપ પરમ ધર્મો આનંદ પૂર્વક લખીને અર્પણ કરૂ છુ ભૂલ ચૂક વિવેકીજનો સુધારી લેશો

ગયા અંકમા શ્રી કલ્યાણ પુરના ધર્માત્મા રાજા દુર્ગ મનની રાજસભામા, શ્રી મહાશય બ્રહ્મ ત્ત ઋષીના મૂખથકી શ્રી પતિવ્રતાના પરમ પવિત્ર એવા પારસમણી સ્વરૂપ પરમ ધર્મનો સર્વોત્તમ વ્યાખ્યાન શ્રવણ કરીને સર્વ કોઈ આનંદ પામ્યા હતા, બીજે દીવસે નિયમ પ્રમાણે રાજસભાનો સમય થતા સર્વ કોઇ હાજર થયા, રાણીઓ પરદામા આતુરથાતી પોતાનુ પરમધર્મ શ્રવણ કરવાને બેઠેલીઓ હતી શ્રી બ્રહ્મદત્ત ઋષીએ આગલે દીવસે પોતાનુ સભાષણ સંપૂર્ણતા ઉત્તર વાળી મુક્યુ હતુ, તેથી હવે શ્રી શિવ ત્તઋષીને રાજાએ વિનતી કરી કે હે મહારાજ ! આપના મુખથકી એજ શ્રી પતિવ્રતાનુ આનંદકારક આખ્યાન શ્રવણ કરવાને આતુર છૈયે, આ પ્રમાણેના રાજાના વચનો સાભળીને, શ્રી શિવદત્તઋષી બોલે છે કે, હે રાજન ! પ્રથમ તો સર્વ પ્રકારે ધર્મના સંસ્થાપક અને સંરક્ષક એવા સર્વાનિષ્ઠાન પરમાત્માનુ સર્વેને ધ્યાન કરવુ જોઈએ, મનુષ્યદેહનુ ભૂષણ એજ છે કે, નિત્ય નૈમિત્તિક વેદ સ્મૃતિઓથી પ્રતિપાદિત સ્વધર્માનુષ્ઠાન સહિત પરમેશ્વર પરાયણ રેહેવુ, એવા સાત્વિક સ્વભાવના

સાક્ષાત દેવતા જેવા તેજસ્વી સ્ત્રીપુરૂષો, પ્રગટ થવાનું મૂળ કારણ કેવળ-સ્ત્રીઓનું પતિવ્રતાપણુંજ સમજવું.

પરમ પૂજ્ય શ્રી શિવદત્ત નામેં ઋષી કહે છે કે, હે રાજન! હે ધર્મજ્ઞ! નિરંતર તમારી વૃત્તિમાં ધર્મ પરાયણ પ્રસંગો સાંભળીને પાળવા વિષેનો પ્રેમ જોઇ ખરેખર સર્વેને મોટી ખુશી ઉત્પન થાય છે; તમારા હમણાના કરેલા શ્રી પતિવ્રતાના ધર્મ સંબંધી પ્રશ્નના ઉત્તરમાં પ્રમાણ સહિત વિવેચન ધ્યાનમાં રાખવાને સર્વ શ્રોતાઓ હુશીઆર રેહેશો.

સુખદાયક શાસ્ત્રોમાં જેમ પુરૂષો વાસ્તે સુખદ પરિણામી સંસ્કારો નિરૂપણ કરેલા છે, તેમજ સ્ત્રીઓને વાસ્તે પણ છે; વિવાહને વિષે જે વેદોક્ત મંત્રોથી સંસ્કારો થાય છે, એજ સ્ત્રીઓનું યજ્ઞોપવિત છે, ત્યાં મનુસ્મૃતિના અધ્યાય બીજામાં શ્લોક ૬૭ મો પ્રમાણ—

॥ श्लोक ॥

वैवाहिको विधिः स्त्रीणां, संस्कारो वैदिकः स्मृतः ।
पतिसेवा गुरौ वासो गृहार्थोऽग्नि परिक्रिया ॥ १ ॥

અર્થ—વિવાહને વિષે જે વેદોક્ત વિધી છે તેજ સ્ત્રીઓનો સંસ્કાર અર્થાત યજ્ઞોપવિત છે; બીજુ કે, પતિને ઘેર વિવાહ પછી રેહેવું, અને પ્રીતીથી પતિની સેવા કરવી, એજ "ગુરૂના કુળમાં વાસ કર્યો ગણાય; ઘરનું કામકાજ, અને રસોઇમાં શુદ્ધ સામગ્રી બનાવવી એજ અગ્નિનું સેવન સમજવું.

સ્ત્રી પોતાના બાપને ઘેર હોય ત્યાંસુધી મુખ્યત્વેકરીને પતિની સેવાનો સર્વ પ્રકાર શીખવો, રસોઇ બનાવવા તથા શુદ્ધિ રાખવા, ભરત ભરવા વિગેરે હુન્નરોમાં એટલે ઘર સંબંધી ત-

મામ કાર્યભાર ચાલવવાનુ કામ સાવધાન થઇને સીખી લેવુ જોઈએ, તેમ પોતાના ધર્મ વિષેનુ જ્ઞાન તો અવશ્ય કરીને પિતા અથવા માતા પાસેથી ભણી લેવુ જોઈએ, અને વિવાહ પછી પતિની આજ્ઞા પ્રમાણે અનુકુલ વર્તિને જેમ બને તેમ પતિની પ્રસન્નતા સપાદન કરવી

સ્રીઓને વાસ્તે વધારે સ્વતત્રપણુ, પરિણામી સતોષકારક ન હોવાથી મનુસ્મૃતીના અધ્યાય ૫ મે શ્નોક ૧૪૭ તથા ૧૪૮ મા લખ્યુ છે કે,

## ॥ श्लोक ॥

वालया वा युवत्या वा, वृद्धया वापि योषिता, ।
न स्वातत्रेण कर्तव्य, किंचित्कार्यं गृहेष्वापि ॥ २ ॥
बाल्ये पितुर्वशेतिष्ठेत्, पाणि ग्राहस्य यौवने ।
पुत्राणां भर्त्तरि मोक्षे, न भजेत्स्त्री स्वतंनताम् ॥ ३ ॥

અર્થ—સ્રીઓએ, બાળપણ, જુવાની અને બુઢાપામા કદાપી કાઈ કામ પોતાની મર્જીથી ન કરવુ, અર્થાત ઘરમા વડીલની સલાહ શિવાય ન કરે, બાળક અવસ્થામાં પિતા માતા જેમ કહે તેમ કરે, જુવાનીમા પતિની આજ્ઞાપ્રમાણે કરે, બુઢા પામા પતિ અથવા પુત્રની સલાહથી વર્તે, પણ પુરૂપોની માફક સ્રીઓને સ્વતત્રપણાનો અધિકાર નથી

બાલ્યાવસ્થામા પિતામાતાના ઘરમા રહે, અને જોબન અવસ્થામા પતિની સાથેજ રેહવુ જોઇએ, વૃદ્ધ અવસ્થા આવે ત્યારે પુત્રની પાસે રહે, કાઈ વખતે પણ આએ અનુક્રમને ઉલઘન કરીને છુટુ થવાની ઈચ્છા પણ ન કરવી, તેમ છતા જે સીઓ છુટી પડે છે, તેઓ પોતાને, અને પોતાના માવીત્રો

અને સાસરાના કુલીન કુળને કલંક લગાડે છે એ વાત સર્વેની સમક્ષ આજ કાલ પણ જાહેર છે, એ પ્રમાણે વર્તનારી નારીની આ જગતને વિષે અપકીર્તિ થાય છે, તેનો પરલોક તે કેમ સુધરે ?. પ્રમાણ મનુસ્મૃતિ અધ્યાય પાંચમો શ્લોક ૧૫૧ અને ૧૫૨ મો વાંચો

## ॥ श्लोक ॥

यस्मै दद्यात्पिता त्वेनां, भ्राता चानुमते पितुः ॥
तं शुश्रूषेत जीवन्तं, संस्थितं च न संवयेत् ॥ ४ ॥
मंगलार्थ स्वस्त्ययनं, यज्ञश्चासां प्रजापतेः ॥
प्रयुज्यते विवाहेषु, प्रदानं स्वाम्य कारणम् ॥ ५ ॥

અર્થ—પિતા જે વરની સાથે વિવાહ કરી આપે, અથવા પિતાની સલાહથી મોટા ભાઇ જે વરની સાથે વિવાહ કરી આપે, સ્ત્રીએ તેજ પતિની સંતોષકારક સેવા કરવી; જ્યારે પતિ બોલાવે ત્યારે બીજા કામોને મુકી દઇને તરતજ પતિને સન્મુખ હાજર થઇ, હાથ જોડીને વિનયપૂર્વક આજ્ઞા પૂછવી, બેસવું હોય તો પતિની યોગ્યતા જાળવીને બેસે, ગરમીની રૂતુ હોય તો પંખો કરવો, વિગેરે સુશ્રુષા એટલે પતિની સેવાનો પ્રકાર ત્રીજા અને ચોથા અંકમાં શ્રી બ્રહ્મદત્તઋષીએ વર્ણન કરેલો છે. જેને જોવો હોય તેઓને જરૂર વાંચવા લાયક છે.

સ્ત્રીઓના વિવાહનેવિષે જે વેદોક્ત શાંતીમંત્રોનું પાઠ થાયછે, અને બ્રહ્માજી નિમિત યજ્ઞ થાય છે, તેમાં તેઓનું મંગલ રહેલું છે, અને તેથીજ તે સુમંગલી કેહેવાય છે, અને તે સમયમાં જે "કન્યાદાન" છે, તે તેના પતિને સ્વામિપણાનું મુખ્ય કારણ છે, વિવાહ પછી વાજબી તો એમ છે કે સર્વદા પતિની

પાસે રહીને, તેને પ્રસન્ન રાખવો, જે વાતથી પતિ અપ્રસન્ન હોય તે વાતનો તરતજ ત્યાગ કરવો, સર્વદા શુદ્ધ રેહેવુ, વસ્ત્ર વગર સ્નાન ન કરવુ, સૂર્યનારાયણને નમસ્કાર કરવા, મર્યાદા છોડીને બેસવુ નહીં, વિસ્તાર કરવાથી ઘણુ થઈ શકે પણ ટુકામા એટલુજ કે, જે જે અયોગ્ય અને દોષકારક હોય તેનો હમેશને વાસ્તે ત્યાગજ કરવો

પતિ જો કે ક્રોધી હોય તો પોતે કોઇ વખતે પણ કાઇ કઠોર વચન બોલવો નહીં, એમ કરવાથી પતિ પ્રસન્ન રહે છે અને પોતે કરેલા ક્રોધનો પસ્તાવો કરીને ફરીથી તેમ કરવાને આચકો ખાય છે પતિમા ગમે તેવા અવગુણો હોય પણ પોતાનુ કલ્યાણ ઇચ્છનારી સાધ્વી સ્ત્રીએ સહન શક્તિ રાખવાથી દિન પરદિન પતિનો પ્યાર અધિક મેળવાશે, અને તેથી કરીને પ-તિના સ્વભાવ માએવા દુરગુણો નિર્મૂળ થઈ જશે, માટે સહન શક્તિ અને સપૂર્ણ ભક્તિ જેવો સુખદાયક સાધન બીજો કોઇ નથી, પતિવ્રતાપણુ પાલન કરનારી સતી સ્ત્રીઓની યોગ્યતા વિષેના અત કરણને આકર્ષણ કરનારા વ્યાખ્યાનો શ્રી આનંદ સાગરના પ્રેમીજનોને હમેશ વાચવામા આવેછે તેમ આવ્યા કરશે

પ્રીય પદાથો હોય તે પતિને ભોજન કરાવ્યા શિવાય પ્રથમથી ખાવા નહીં, વડીલો અથવા પરાયા પુરૂષો પાસે અમર્યાદપણે હસવુ નહીં, અને જોરથી બોલવુ પણ નહી, દુષ્ટ સ્ત્રીનો સગ કરવોજ નહી, અજાણ્યા ઉપર વિશ્વાસ પણ રાખવો નહીં, જો પતિ પરદેશ હોય તો શૃગાર સજવાનો પ્રેમ પણ રાખવો નહીં, સર્વદા પ્રસન્ન મુખથી પતિની સેવામા તત્પર રેવુ, ઘરના કામકાજમા ચતુર અને નિરાળસ રેહવુ ઘરમા સર્વે

પ્રકારની સુખદાયક ગોઠવણો રાખવા નિરંતર ખંતી થવું, હોમકુંડ અને યજ્ઞપાત્રો વિગેરે શુદ્ધ રાખવા, હમેશ ઘરમાં જોઇતી વસ્તુઓનો સર્વદા સંગ્રહ રાખવો, ખરચની બાબતમાં પોતાની શક્તિપ્રમાણે ભક્તિ કરવી પણ કોઈની મોલાત જોઇને પોતાની મેડી તોડી નાખવી નહી.

પતિ જો કે શીલવાન, અથવા વિદ્યાવાન, અથવા ગુણવાન ન હોય, તોપણ પોતાનું કલ્યાણ ઇચ્છનારી સાધ્વી પતિવ્રતાએ સાક્ષાત પરમેશ્વર સ્વરૂપે પતિની સેવા ઉપર જણાવેલા નિયમો પ્રમાણે કરવી. સ્ત્રીઓને માટે પતિથી જુદું યજ્ઞ નથી, વાસ્તે પતિની આજ્ઞા શિવાય કોઇ પણ વ્રત અથવા ઉપવાસ અથવા પૂજા ફલીભૂત થતા નથી, કેવળ પોતાના પ્રાણનાથની પરમ પ્રિતીથી પૂજા સેવા કરવી, એજ સ્ત્રીઓને વાસ્તે ઉત્તમ છે, કેમકે આ લોક અને પરલોકમાં સર્વદા સુખ અને વિજય મેળવીને મોક્ષ પામવાનું કારણ કેવળ પતિવ્રતાપણું છે. જે સ્ત્રીઓને તીર્થે સ્નાન કરવાની ઉત્કંઠા થતી હોય, ત્યારે પોતાના પતિના ચરકમલનું ચરણામ્રત પીવું, સ્ત્રીઓએ પતિને સાક્ષાત શિવવિષ્ણુથી અધિક સમજવું. આ પ્રકારે સર્વ વ્યાખ્યાન પ્રમાણરૂપ સતશાસ્ત્રો મનુસ્મૃતિ આદિકોમાં પ્રસિદ્ધપણે નિરૂપણ કરેલું છે. મનુસ્મૃતિના અધ્યાય પાંચમાનો શ્લોક ૧૬૪ મો વાંચો.

## ॥ श्लोक ॥

व्यभिचारात्तु भर्त्तुः स्त्री, लोके प्राप्नोति निंदिताम् ।
शृगालयोनिं प्राप्नोति पापरोगैश्च पीड्यते ॥ ६ ॥

અર્થ—જે સ્ત્રી પતિને દુઃખ આપે છે, કઠોર વચન બોલે છે, આજ્ઞા ભંગ કરે છે, તેવી સ્ત્રીઓને સેંકડો તરેના રોગ પ્રાપ્ત

થાય છે, અને અંતને વિષે રૈરવ નરક પામે છે પાછી નીચ યોનીમા ઉત્પન્ન થાય છે અને સંસારમા વારવાર બાળત્રિધવા થઇને પીડાયા કરે છે   * નારાયણ *



# श्री विद्यानी श्रेष्ठता रूपी मणी

( સર્વદા સુખી રેહેવાને સંતોષ કારક સુંદર વિચાર )

શ્રી વિધાની શ્રેષ્ઠતા સમજનારા વિવેકી વિદ્વાનોના પરમ પુરૂષાર્થથી, દુર્લભ કાર્ય પણ સેહેનાઈથી સુગમ થઈ શકે છે, અને તેથી સાંસારિક અને પારમાર્થિક સુખનો અમુ'ય લાભ પ્રાપ્ત થાય છે, એવુ સમજીને ધનરાજશાહ, પોતાના પ્રીયકર પંડીતરાજ પ્રત્યે કહે છે કે, હે ગુરૂ ! આપની કૃપાથી કૃતાર્થ થવાને ઈચ્છુ છઉ, વાસ્તે આપની અમૃત સરખી વાણી સંભળાવશો એટલીજ વિનતી સાભળીને પંડિતરાજ કહે છે —

( દોહા )

વિધા સબતે શ્રેષ્ટ હે, સબહિકુ સુખ દેત,
સેવો યાતે સર્વદા, મન વચ કર્મ સમેત૦ ૧
માત પિતા પ્રીય બંધુજન, ચાહત હેત હમેશ,
વિધા યાતે અધિક હૈ, કાટત સકલ કલેશ૦ ૨

પરમેશ્વરને પેદા કરેલા અનંત બ્રહ્માંડોમાના એક બ્રહ્માંડને વિષે, સર્વ પ્રકારના સુખદાયક સાધનો વિદ્યમાન છે જેમા, એવો એક તુરમત નામે શેહેરને વીર વિપશ્ચિત નામે મહાપ્રતાપી ક્ષત્રી રાજા થયો, જે પોતાના પરમ ધર્મપરાયણ હોનાથી ભારે તેજસ્વી હતો, તે શ્રી અગ્નિનારાયણનો પરમ પ્રીતીથી

સેવન કરતો, કેમકે ક્ષત્રીને અગ્નિહોત્રી થવું અવશ્ય છે, અને તેમ શ્રી રામચંદ્રજી તથા શ્રી કૃષ્ણ ભગવાને પણ કરેલ છે; સ્વધર્મમાં અડુગ નિષ્ઠાવાન રેહેવાના પ્રતાપથી મહાન સદગુણો અને ઉત્કૃષ્ટ ઐશ્વર્ય વડે રાજા સંપન્ન હતો, ચારે દીશાઓમાં એની કીર્તિ સૂર્યના પ્રકાશ પ્રમાણે પસરેલી હતી.

પરમેશ્વરનાં સત્ય સંકલ્પમાં એક સમય એવો વિચાર આવ્યો કે, પૃથ્વિપર પાખંડી અધર્મિઓ જેઓ વેદધર્મથી વિરૂદ્ધ વર્તિને પરમેશ્વરના ભક્તજનો સાથે પણ વૈર બુદ્ધિથી વર્તે છે તેવાઓ પૃથ્વિપર રાખવાને લાયક નથી. માટે તેઓનો સંહાર કરવો છે, પણ જગતની સાથે નિરમાણ કરેલી નીતી મુજબ કારણદ્વારા કાર્ય કરવું જોઇએ, હમણા પૃથ્વિનો પતિ રાજા વીર વિપશ્ચિત છે તેને તેના દિવ્ય તપનું સર્વોત્તમ ફળ પણ આપવાનું છે, પરંતુ તેથી અગાઉ આ ધારેલા કાર્યદ્વારા એ રાજાની પરિક્ષા પણ લેવાસે. જે સંસારમાં ગાયન થવાથી સર્વેને એટલે મુખ્યત્વે રાજાઓને અને પ્રજા મંડલોને આસ્તિક ભક્તોની નિષ્ઠા માલમ પડશે, અને એવા આસ્તિક આખ્યાનો સાંભળીને સ્વધર્મપરાયણે વર્તનારાઓને પણ સર્વોત્તમ પરમપદ પ્રાપ્ત થશે. માટે "એક પંથ ને દો કાજ" એમ વિચારીને પરમાત્માએ જે આશ્ચર્યકારક માયા ફેલાવી, તેનું જે આશ્ચર્યકારક ગંભીર બ્યાન; રાજા વીર વિપશ્ચિતનું સંપૂર્ણ આખ્યાન વાંચ્યા શિવાય માલમ પડનાર નથી. માટે વાંચનાર વિવિકીઓને લક્ષ લગાડવા વિષે વિશેષ લખવું શું?

રાજા વીરવિપશ્ચિત એક સમયને વિશે આનંદવૃત્તિથી સંપૂર્ણ સ્નેહી જનો સહવર્તમાન રાજમેહેલને વિષે ધર્મોત્તેજક

સભાષણો સંબંધી પ્રશ્નોત્તર વિનોદમાં વિરાજમાન હતા, એવામાં અજબ જેવો એક ગજબ થયો, એક ઘોડેસ્વાર ઉતાવનો આવીને મહારાજાધિરાજને પ્રમાણ કર્યાબાદ કેહેવા લાગ્યો કે, હું પૂર્વ દિશાથી આવું છું, અને કેહેવાનું આપને એટલું જ છે કે, પૂર્વદિશાના વિભાગોનું રક્ષણ કરનારો પ્રધાન આપણો મૃત્યુને પામ્યો છે, અને તે સબબથી તે ગાદી છીનવી લેવાને કેટલાક દુષ્ટોએ હુલ્લડો અને ઉપદ્રવો ઊપજાવીને શોરબકોર મચાવી દીધો છે માટે પૂર્વદિશાના દેશોની "રક્ષા કરો રક્ષા કરો" ગર્જ મેહેલમાં જે એક મિનીટ અગાઊ આનંદમય વિનોદ વિલસી રહ્યો હતો તે રંગમાં ભંગ પડવાથી સભામંડળનું રૂપક વિલક્ષણ થઇ ગયું એટલાકમાં બીજો એક પશ્ચિમદિશાનો હલકારો લલકાર મારતો આવીને કેહેવા લાગ્યો કે, હે ભગવન! તમારો પશ્ચિમ દિશાનો રક્ષક પવિત્ર પ્રધાન, તાપ આવવાના સબબથી દેવલોકને પ્રાપ્ત થયો છે, તે ખબર કેટલાક દુશ્મનોને પડવાથી તેઓ ગામને ઘેરો નાખી પડયા છે, અને હેજી લશ્કર ભરાતું જાય છે માટે પશ્ચિમ દિશાના દેશોની "રક્ષા કરો રક્ષા કરો" આ પ્રમાણે બીજો હલકારો બોલી રહ્યો છે એટનામાં ત્રીજો હલકારો કેટલાક સ્વારોને સાથે લઈ રાજસભામાં દાખલ થઈ બોલે છે કે, હે ભગવન્! હું દક્ષિણ દિશાથી આવું છું અને એટલું જ કેહેવાનું કે પૂર્વ અને પશ્ચિમ દિશાના પ્રધાનો પરમ પદે પધારવાથી દક્ષિણ દિશાનો પ્રધાન તે ઠેકાણે થએના હુલ્લડોનો સમાધાન કરવા વાસ્તે ત્યાં જતાં રસ્તામાંજ નહીં જણાયના કારણથી મરણ પામ્યો છે, વાસ્તે ત્રણે દિશાના રક્ષણાર્થે તરત સેના તૈયાર થવી જોઈયે કેમકે શત્રુઓ તરફથી ઉપદ્રવ વધવા માંડયોછે, નિર્ણય કરવાનો

આ સમય નથી. એટલુ સાંભળતામાં તો શૂરવીર ક્ષત્રીઓનું લોહી એકદમ ઉછળવા લાગ્યુ, અને રણસંગ્રામને સાક્ષાત્ સ્વર્ગ સમજનારા એવા ઉત્સાહી પુરૂષો પરમ પ્રસન્નતાથી તૈયારી કરવા લાગ્યા. એક શૂરવીરો બોલ્યો કે,—

## ॥ શ્લોક ॥

**शिघ्रं न तीर्थैं तपसाच लोकान्, स्वर्गैषिणो दान शतैः सुविचैः;**
**क्षणेनयान् यान्तिरणेषु धीराः प्राणान्समुज्झान्तिहिये सुशीलाः**

અર્થ—તીર્થ યાત્રા કરવાથી, તપ કરવાથી, તેમજ સેંકડો દાન કરવાથી તરત સ્વર્ગની પ્રાપ્તિ થતી નથી, પરંતુ રણસંગ્રામને વિષે જે ધીર પુરૂષો તદરૂપ વૃત્તિથી લડીને પોતાનો દેહ ત્યાગ કરે છે, તેને તેજ ક્ષણે સ્વર્ગની પ્રાપ્તિ થાય છે.

મહારાજાધિરાજ શ્રી વીર વિપશ્ચિત ગંભીરપણાથી સંપૂર્ણ બ્યાન સાંભળીને લેશ માત્ર પણ વિકલ્પ ન કરતાં, બાહાર આવીને સર્વ સેનાને સપૂર્ણ હથીઆરો સહવર્તમાન તૈયાર થઈને પોતાની પાસે આવવા હુકમ કર્યો, એટલામાં હજી ઓછું હતું તે ચોથો હલકારો આવ્યો અને કેહેવા ' લાગ્યો કે, હે ભગવન! આપણા ઉત્તર દિશાના પ્રધાન ઊપર શત્રુઓ આવી પડવાથી મહાયુદ્ધ મચી રહ્યું છે. વાસ્તે ત્યાંની "રક્ષા કરો રક્ષા કરો" વિલંબ કરવાનો સમય નથી, હજી દુષ્ટોનો લશ્કર આવ્યા કરે છે, મારો સ્વામી યુદ્ધને વિષે વર્તમાન છે, વાસ્તે હુ તો જવાની રજા માંગુ છું. એમ કહી તરતજ ઘોડો દોડાવી ચાલતો થયો. રાજાધિરાજ રણસગ્રામની તૈયારી કરે છે એટલાકમાં એક દ્વારપાલે આવીને ખબર કરી કે, "ઉત્તર દિ-

શાનો પ્રધાન નીચે આવેલો છે, જેવી આજ્ઞા" મહારાજા તેને ઉપર બોલાવીને જુએ છે તો પ્રધાનનાશરીરમા શસ્ત્રો સારીપેઠે લાગવાથી રૂધીરનો ધારાઓ ચાલી રહી છે અંગભંગ થઈ ગયુ છે, જોકે તેની એવી અપદશા થએવી છતા પરમ ધૈર્યને ધારણ કરી પ્રધાનજી રાજાપ્રત્યે પ્રણામ કરીને બોલે છે કે, "હે ભગવન! મારા શરીરના આવા હાલહવાલ થયા છે તેનુ કારણ એજ કે આપણા દેશની રક્ષા વાસ્તે નીકળેલો હતો, રસ્તામા શત્રુઓ આવી ચડયા, મારી પાસે સેના થોડી હતી તેથી કરીને અને શરીરની આવી દુર્દશા થવાના સબબથીજ ભાગીને આપની હજુરમા આવી પોહોચ્યો છઊ

ઊત્તર દિશાના પ્રધાનનુ બોલવુ સાભળીને તેજ વખતે સર્વે મંત્રીઓને પોતાની પાસે બોલાવ્યા, મંત્રીઓ રાજાની પાસે આવતાજ કહેવા લાગ્યા કે, હે ભગવન! હમણા ત્રણ ઉપાય મુકીને ચોથો ઊપાય કરવો વાજબી દેખાય, છે, નીતીશાસ્ત્રમા સામ, દામ, ભેદ, અને દંડ એ ચાર ઊપાયો કાર્યસિદ્ધી થવા માટે જણાવેલા છે તે અનુક્રમે ઊપયોગમા લેવાને કહેલુ છે પ્રથમ "સામ" એટલે ભલમાણસાઇથી સમજાવીને કહેવુ, જો ન માને તો "દામ" એટલે પૈસા આપીને નિકાલ કરવો, તેમ ન માને તો "ભેદ" એટલે મર્મનો છેનો વાક્ય કહી દેવો અને તે છતા પણ ન માને ત્યારે "દંડ" એટલે સખતાઈ કરવી, જોકે એવી રીતે કરવુ કહેલુ છે, પણ આવી પડેલા પ્રસંગમા વિચાર કરી જોઈએછ તો, સામ, દામ, અને ભેદથી પાપી શત્રુઓ માને એનો સંભવ નથી, માટે ઊપાય તો એજ સરસ છે કે યુદ્ધ કરવો, આપણી સર્વે સેના તૈયાર થઈ છે, અને શ

ત્રુનું લશ્કર પણ નજીક આવતો જાય છે. હવે આપણે પ્રાણ ઊપરથી ઊદાર દ્રષ્ટી કરીને આપણા પ્રસ્તાવિક પ્રસંગમાં ઊત્સાહ સહિત ચડી નીકળવું, એજ મુખ્ય છે.

વિદ્વાન મંત્રીઓના મુખમાંથી સમયાનુચિત વાક્યો સાંભળીને રાજાએ પોતાના સેનાધીપતિઓને. હાથી, ઘોડા, રથ, પ્યાદા સહિત સંપૂર્ણ લશ્કર નગારે નીસાણની સાથે શત્રુઓપર લઈ જવાની આજ્ઞા આપતી વખતે મહારાજા કહે છે કે, હે શૂરવીરો! આવો અવસર તમારાપર હમેશ આવતો નથી, ઘણા દહાડાનાં ભૂખ્યા શાસ્ત્રોને તૃપ્ત કરવાનો શુભદિવસ આવ્યો છે, માટે એકસંપ અને યુક્તિથી જેમ ફાવી શકો તેમ કરવાને તરત કૂચ કરો, અને હું પણ સ્નાન કરીને તમારી પછવાડે આવું છું" રાજાની આજ્ઞા શ્રવણ કરતાંજ ચતુરંગી સેનામાં આનંદના હુલકારો થઈ રહ્યા, નોબત નગારા વાગી રહ્યા છે, તોપો બંદુકો વિગેરેના અવાજો થઇ રહ્યા છે, તલવાર બરછી બાણો વિગેરેનો જલકાટ એવો તો રમણીય દેખાવા લાગ્યો કે જાણે માનસરોવર હોયની ?

આ પ્રમાણે સેનાએ કમર કસીને કૂચ કીધી જોઇને મહારાજાધિરાજ શ્રી વીરવિપશ્ચિત, શ્રી ગંગાજલથી સ્નાન કરીને યજ્ઞશાળામાં શ્રી અગ્નિકુંડમાં હોમ કરવું શરૂ કર્યું; શ્રી વેદમંત્રોની અસ્ખલિત ધારાઓથી હવન કરવા બેઠેલા રાજાએ જોયું કે, શ્રી અગ્નિનારાયણ પ્રસન્ન થઈને પૂર્ણ તેજોમય સ્વરૂપે પ્રજ્વલિત થયા છે, એટલે રાજાએ હાથ જોડીને સ્તુતિ કરી કે, હેભગવન્! આપની આંતરીય પરમ કૃપાના પ્રતાપથી, મારી ઉમરભરમાં સુખી રહ્યો છઉં, અને યથાશાસ્ત્ર વિચરૂં છઉં, અને પોતા-

ના પ્યારી પ્રજાને સુખી રાખેલ છે, સર્વ શત્રુઓને સર્વ પ્રકારે જીતીને ચક્રવર્તિ રાજ્ય કરૂ છુ, દશે દીશામા એને સાત સમુદ્ર પર્યંત મારી અચળ કીર્તિ ફેલાયલી છે, અખુટ ખજીનો, અને અખુટ સેના વિદ્યમાન છે, ટુકામા એટલુ કે, દેવલોક પર્યંત મારી કીત છે અને સર્વ પ્રકારના સુખભોગ મે મારી ઉમરમા ભોગવ્યા છે હે નારાયણ! એ સર્વ પ્રતાપ તમારી દયા વડીયે સિદ્ધ થએલો સમજુ છુ, હવે તો મારો શરીર પણ મોટો થયો અને ઉત્પાત પણ મોટો આવી પ્રાપ્ત થયો છે, હવે મારા જીવનાથી મૃત્યુને વધારે પસત કરૂ છુ, હે ભગવન્! "હવે હુ મારૂ મસ્તક આપને અર્પણ કરૂ છુ જે આપ સ્વિકાર કરશો, અને જો પ્રસન્ન થાઓ તો પ્રાર્થના એટલીજ છે કે, એમની ચાર મુર્તિઓ આપશો, જેથી ચારે દિશામા જવાનુ મારાથી બની શકે, અને બીજુ એટલુ કે જ્યા મને કઇ કષ્ટ પ્રાપ્ત થાય, તે વખતે દર્શન દેશો" આ પ્રમાણે પ્રાર્થના કર્યા બાદ રાજાએ સમશેર ખેચી પોતાનુ મસ્તક શ્રી અગ્નિકુડમા અર્પણ કરી દીધુ, મસ્તક વગરનો ધડ તેપણ ઉછળતો ઉછળતો અગ્નિ વિષે જઈ પડયો, તેને શ્રી અગ્નિદેવે પોતાને વિષે અતરધ્યાન કરી લીધા બા જોયુ કે, પરમ ભક્ત રાજાની પ્રાર્થના પ્રમાણે આ પ્રસગે અવશ્ય કરવુ જોઇએ, એમ વિચારીને સત્ય સકલ્પ નારાયણે રાજા વીર વિપશ્ચિતની ચાર મૂર્તિઓ મહાતેજસ્વી સ્વરૂપે ઉત્પન્ન કરી, ચારેનુ એકજ આકાર, તેને મુકુટ અને બકતર પહેરેલા છે, નાનાપ્રકારના શસ્ત્રો ધારણ કરેલા છે એવી ચાર દિવ્ય મૂર્તિઓ ને હાથી, ઘોડા, રથ, અને પ્યાદા, ચાર પ્રકારની સેના પણ નવીન ઉત્પન્ન થએની જોવામા આવી, રાજા વીર વિપશ્ચિતના

અંતઃકરણમાં આનંદનો પાર રહ્યો નહીં. રાજાની ચારે મૂર્તિઓ શ્રી અગ્નિનારાયણને અખંડાનંત પરમ પ્રણામ કર્યાબાદ, અંતરયામીની પ્રેરણાથી પરમ હુલ્લાસયુક્ત ચારે મૂર્તિઓ વીજલીના વેગ જેવા ચારે દેવતાઇ ઘોડાઓપર સ્વાર થઇને ચારે દિશામાં દિવ્ય સેના સાથે કૂચ કીધી. બે ત્રણ કોશ ચાલવાબાદ શત્રુઓનું ફેરી વગેરૂ સૈન્ય સન્મુખ દેખાવા લાગ્યું સામસામા ધસારો કરીને ભારે યુદ્ધ મચાવ્યું; હાહાકાર શબ્દો યુદ્ધ વિશે થઇ રહ્યા છે; શૂરવીરો ઉછલી ઉછલીને પરિપૂર્ણ પ્રેમથી લડ્યા કરે છે. તલવારો અને બરછીઓનો તો વરસાદ વરસી રહ્યો હતો. અગ્નિમાંથી અટ્ટાઅટ્ટ એવા ભયંકર શબ્દો કંપાવતા કે જાણે સમયવિના પ્રલયકાળ આવ્યો હોયની; યુદ્ધને વિષે શૂરવીર પુરૂષો મરણને જીવનરૂપ માને છે. અને જીવવાને મરણરૂપ માને છે, એવા અચળ નિશ્ચયને ધારણ કરીને યુદ્ધમાં લડ્યા કરે છે. તેને દેખીને જેમ ગરૂડના ભયથી સર્પ ભાગે તેમ કાયર જનો ભાગ્યા કરે છે. રૂધીરની તો નદીઓ ચાલવા લાગી, તેને વિષે જે શૂરવીરપણાથી લડીને પ્રાણાર્પણ કરતા. તેઓને અપ્સરાઓ વીમાનોમાં બેસાડી દેવલોકમાં લઇ જતી; શત્રુઓનું એક સંપી સૈન્યસમુદ્ર ઘણું જોઇને રાજા વીર વિપશ્ચિતે વાયવ્યાસ્ત્ર હાથમાં લેઇને, પરમાત્માને નમસ્કાર કર્યા બાદ. મંત્ર ભણીને પવનનો અસ્ત્ર ચલાવવાથી શત્રુઓના સૈન્યમાં અંધેરી ઉત્પન્ન થઇ, જેથી આગલ ચાલી આવતી સેના પાછલ ઉલટી જવા લાગી, એટલે રાજાએ શિવઅસ્ત્ર ચલાવ્યું તે શિવઅસ્ત્રમાંથી પ્રથમ તો શસ્ત્રોની નદી ચાલી. ચક્ર. વજ્ર. અને બરછી વિગેરેના વર્ષાદથી શત્રુનું સૈન્ય નિર્બળ થવા સાથે ઓછું થઇ ગયું. એવી રીતે

અનેક યુક્તિઓથી ચારે દિશામા ચારે વિપશ્ચિતોએ, શત્રુઓનો વિધ્વંસ કરતા કરતા સમુદ્ર કીનારા ઉપર આવી પોહોચ્યા, અને ત્યાની રમણીય રચના તરફ જોઇને સર્વેને સાનંદ શાંતી અને નિશકંટક વિશ્રાંતી પ્રાપ્ત થઈ

આ પ્રકારે વિજય કરીને સમુદ્ર કિનારે પ્રાપ્ત થએલા વિપશ્ચિતની સાથે જે મંત્રીઓ હતા, તેઓ રાજાના વિનોદને વાસ્તે રમણીયસ્થાનો દેખાડવા લાગ્યા, એક આનંદી પુરૂષ જેનેઆએ વિવેકીરાજામિત્રરૂપે હમેશ પોતાનીસાયેરાખવાથી ખુશીમા રેટેતો તેણે વિચાર્યું કે સર્વ કોઇ નાનાપ્રકારના ખુશકારક દેખાવો દેખાડયા કરે છે પરંતુ જે પરમાત્માએ બનાવ્યા છે તેની તો કોઈ વાત પણ કરતો નથી, એમ વિચારીને અસરકારક એવી મધુર વાણીથી પુરૂષાર્થદ્વારા મેળવેલો અનુભવ, આનંદી પુરૂષ બોલે છે કે, હે રાજન! જગતને વિષે એના એક ત્રણ પદાર્થો છે કે, જેમા બે પ્રકારની વિલક્ષણ શક્તિ રહેલી છે, તે ત્રણ પદાર્થો મહાઅનર્થના કારણ છે, પણ વિવેકીને તો મહાસુખના કારણ છે, તે ત્રણ પદાર્થોમા એક તો પૈસો, બીજો આરોગ્ય શરીર, અને ત્રીજી યૌવન અવસ્થા, તેનો ઉપયોગ કરનારો જો પાપી હોય છે તો વિપરીત માર્ગે વર્તે છે, એટલે પૈસાને પણ પાપરૂપ ક્રીયાઓમા વાપરે છે, શરીર આરોગ્ય હોય તો પશુની પેઠે વિષયોનુ સેનન કરે છે, અને યૌવન અવસ્થાનો ઉપયોગ કરવાને શાસ્ત્રમા કહેલુ છે કે, જેમ બને તેમ તરત પોતાનો કલ્યાણ કરવાને પ્રયત્ન કરવો, પણ બહિર્મુખ પુરૂષો તેમ કરવાને લેશમાત્ર પણ દરકાર ન કરતા અમુલ્ય અવસર, કુટિલ કાર્યોમા પ્રવર્તરીને ગુમાવી નાખે છે, તેનાઓને પરમેશ્વરની દરબારમા દુખ

રૂપ શિક્ષા થાય છે, જેથી વારંવાર પશ્વાદિક યોનીમાં અવતરીને પશ્ચાત્તાપ કરે છે. તેમ પ્રથમથી ચેતીને ચાલનારા વિવેકી જનોને કાંઇ પણ દુઃખ થતુ નથી. કેમકે વિવેકી જનોને લક્ષ્મિ પ્રાપ્ત થઇ હોય છે તો, યજ્ઞાદિક મહાન શુભ કર્મો જગતને વિષે કરે છે, અને આરોગ્ય એટલે રોગરહિત શરીર હોય છે તો પરમાર્થ સાધે છે, એટલે પરમેશ્વરને પ્રસન્ન કરીને જન્મમરણ રૂપી બંધનથી વિમુક્ત થવાને અનુક્રમ પ્રમાણે પુરૂષાર્થ કરે છે; તેમ યૌવન અવસ્થામાં પણ એવીજ રીતે ઉત્તમ પુરૂષાર્થ પરાયણ વિવેકી જનો વર્તે છે, અને તેથી તેઓ સદાને વાસ્તે સુખી થાય છે, અને ફરીથી માતાના ઉદરમાં પ્રવેશ કરતા નથી.

અરે ? પોતાંનો પણ કલ્યાણ કરવાને જેના મનમાં ઉમંગ નથી, તેનો મનુષ્ય જન્મ પશુની પેઠે નિશ્ફળ સમજવો. એવા પાપી પુરૂષોને કોઇ દયાવાન સતસંગી સારી ભલામણ આપે છે તો, તેને મનમાં-દુશ્મન પ્રમાણે ગણે છે. એવા પાપીઓની સોબત વિવેકી જનોને કરવી બિલકુલ યોગ્ય નથી. હે રાજન ! સમુદ્ર અને પર્વતોને વિષે કોઈક ઠેકાણે રત્નો હોય છે તેમ સંસારરૂપી સમુદ્રને વિષે રત્ન રૂપી ભગવદ્દભક્ત અતિશય કરીને વિરલા હોય છે, જેમ વાસમાંથી મોતી નીકળે છે, તે વાંસ વિરલો હોય છે અને ક્વચિત મળે છે, અને જે સીપમાંથી મોતી નીકળે છે તે સીપ પણ વીરલી હોય છે, તેમજ પરમેશ્વરનાં નિયમોને અનુસરીને વર્તનારા વિવેકીઓ પણ વિરલા હોય છે. જેવું કરીયેં તેવું પામીએ.

( આ પ્રસંગ મોહોટું છે વાસ્તે હાલ તો એટલુ જ ઘણું.)

❋ नारायण. ❋

# શ્રી विवेकवाणी रूपी मणी

( શ્રી નવરાત્રીના ઉત્સાહ યોગ્ય ઉત્તમ ભેટ )

(શ્રી રામગુરૂનુ ધ્યાન)  ગરબી  ( પદ ૪૭ મો )

રામનૂ રામનૂ રામનૂ રે, મન ધ્યાન ધરો ગુરૂ રામનૂ,૦ ટેક
અન્ય ઉપાસન દૂર તજીને,સ્મરણ કીજે રામ નામનૂ રે૦મન૦૧
સગા કુટબ કોઇ કામ ન આવે, સર્વે સગૂ છે રામનૂ રે૦ મન૦૨
"તત્વમસી" ઉપદેશ કરીને,દરશણ કરાવ્યૂ નિજધામનૂ રે૦મન૦૩
રામ રટન રસનાએ તજીને,અન્ય વચન કેના કામનૂ રે૦મન૦૪
કહે દેવકૃષ્ણ મુને ગુરૂને પ્રસાદે,સ્થાન મલ્યૂ ચિત વિશ્રામનૂ રે૦૫



(સતસમાગમ)  રાસડો  (પદ ૪૮ મો )

કીજીએ કીજીએ કીજીએ રે, નિત સતસમાગમ કીજીએ ટેક
સતના મુખથી વેદ સુણીને, બ્રહ્માનંદ રસ પીજીએ રે૦નિત૦૧
શીલ સતોષ મનમાહે ધરીને,દુષ્ટને દૂર તજી દીજીએ રે૦નિ૦૨
શ્રવણ મનન નિ ધ્યાસ કરીને, નર તન લાહો લીજીએ રે૦ ૩
નિંદક જનન્યુ વાતૂ સુણીને, દેવકૃષ્ણ મન નવ ખીજીએ રે૦૪

---

(ધર્મનો મર્મ)  રસીલો રાસડો  ( પદ ૪૯ મો )

ચેતીને ચાલો રાજ, કહુ તે કાન ધરો,
આ અવસર આવ્યો આજ, કાઇ વિચાર કરો૦ ટેક
પગ નીચેની રજના જેવુ, એવુ જાણો ધન રે,
ઉડી જાતા વાર ન લાગે માનો સાચુ મન૦ કહુ તે કાન ધરો૦૧
ડુંગરમાથી નદી નીકળતી તેનો વેગ વિશેષ રે,
એમ જુવાની જતી રહેશે, કાળા નહીં કેશ૦કહુ તે કા૦૨

આયુષ ચપળ અતિશે એવું, જળ બિંદુ સમ જોયરે;
જીવિત ફેન સરિખુ જાણો, એમાં સ્થિર નહી કોય૦ કહુ તે૦ ૩
માટે શાણા સમજી લેજો, મહા વિદ્યાનો મર્મરે;
સ્વર્ગદ્વાર ઉઘાડી આપે, સેવો એવો ધર્મ૦ કહુ તે કાન ધરો૦ ૪
અજાણ થઇ આળસમાં રેહેશો, ખાસો મોટી ખોટરે,
જરા આવીને વીટાઈ વળશે, કાળ ચલાવશે ચોટ૦ કહુ તે૦ ૫
પાછળથી પસ્તાવો કરશો, વાત જશે સહુ વ્યર્થરે;
ઘર લાગ્યુ ને કૂપ ખોદાવો, એમ સરે નહિં અર્થ૦ કહુ તે૦ ૬
જા લગી દેહ બન્યો છે સારો, મરણ તણી છે વારરે,
ત્યાં સૂધી દૃઢ ધારો ધર્મને, કર ઝાલે કરતાર૦ કહુ તે કાન૦ ૭
પ્રાણ ગયા પાછળ શુ થાશે, ઘસતા રેહેશો હાથરે;
આ સંસાર તણા જે સ્નેહી, કોય ન આવે પાસ૦ કહુ તે૦ ૮
આગળ ઘણા કહી ગયા, એવું મોટા મુનિ મહંતરે;
જે સમજ્યા તે સુખમાં ઝીલ્યા, સારા કહાવ્યા સંત૦ કહુ૦ ૯
મોટો ધર્મ સર્વ મનુષ્યને, સાર તણું છે સારરે;
જન છોટમ શુદ્ધ ભાવ ધરીને, ભજવો સરજનહાર૦ કહુ તે૦ ૧૦

———o———

( નારાયણનામ લેને તું પ્રાણીરે-એ રાગ.) (પદ ૫૦ મો.)

સદા પ્રભુ પ્રેમનો છે સંગીરે, નવધા ભક્તિ તણો એ રંગી૦ ટેક૦
આકાશનો ઈશ્વર વાસીરે, રહ્યો અગણિત અંડ પ્રકાશી રે;
પ્રેમે ભક્તને આવ્યો ભાશી૦ સદા પ્રભુ૦ ૧
રવિ કિરણથી કમલ વિકાસે રે, એમ પ્રેમે લહે પ્રભુ પાસે રે,
ભવ રોગ સમૂળો નાસે૦ સદા પ્રભુ૦ ૨
લોહ ચુંબકનો ગુણ પામીરે, એની સુરતીરે ઉત્તર સાંમીરે,
જીવને જાણે છે અંતરજામી૦ સદા પ્રભુ૦ ૩

દુરદર્શકયંત્ર સહાયરે, છેટે હોય તે પાસ જણાય રે,
એમ પ્રેમે પ્રભુ નિરખાય૦ સદા પ્રભુ૦ ૪
નેત્રે જોવામાં જે નવ આવે રે, સૂક્ષ્મદર્શક તે દરસાવે રે,
એમ પ્રેમે ઇશ ઓળખાવે૦ સદા પ્રભુ૦ ૫
વીજળી તારમાં જણવે વાતરે, પ્રેમે લક્ષ લાગે પ્રભુ સાથ રે,
હરીને મેળવે હાથોહાથ૦ સદા પ્રભુ૦ ૬
કહે છોટમ સાધન અન્ય રે, નવ આવે પ્રેમ સમાન રે,
આઠે પોર એથી રહે ધ્યાન૦ સદા પ્રભુ૦ ૭

— X —

(શ્રી ભગવત ભક્તિ) ગરબો (પદ ૫૧ મો)

સમરૂ સૃષ્ટિનો સૃજનાર, સાર એ છે સદગ્રંથનો જો,
જ્ઞાન એનું ઉદાર, પાર પામિયે ભવ પંથનો જો૦ ૧
ઈશ શક્તિયો અનંત, સંત કે છે સહુકો કથી જો,
વદે જેને વેદાંત, જંત લેશ લેતા નથી જો૦ ૨
કપિલ શેષને કણાદ, વાદ સારા વિધા તણા જો,
જૈમિનિ વ્યાસનો પ્રમાદ, સ્વાદ ગૈતમે લીધા ઘણા જો૦ ૩
સરસ સર્વનું સિદ્ધાંત, શાંત થઇએ સમજી કરી જો,
કર્મ બ્રહ્મ કેરો બોધ, શોધ વાત ભાખી ખરી જો૦ ૪
કૃપા સિંધુ કરતાર, વાર વાર એ વિચારિયે જો,
અખિલ લોકનો આધાર, નિરાધાર બ્રહ્મ ધારિયે જો૦ ૫
કર્યા કોટિ ઘણા અંડ, પિંડ સર્વે પ્રાણી તણા જો,
ભૂમિ સાથે બ્રહ્માંડ, ખંડ દેશ ત્યાં દીસે ઘણા જો૦ ૬
સારા સૃજી કરી સંગ, અધર ધરિયા આકાશમાં જો,
નદી નદો સિંધુ કુરંગ, મધુર મેઘ મહાકાશમાં જો૦ ૭

ભલાં રચ્યાં પંચભૂત. દૂત દેવો રચ્યાં ભલા જો;
શક્તિ સઘળે અનુસ્યૂત, નિત્ય પૂત રમે એકલો જો૦ ૮
ઇશ આપે સ્વતંત્ર, જંત્ર જીવો રાખ્યા જડી જો;
દુઃખ સહે થઇ દીન, હીન કર્મ વ્યાધી નડી જો૦ ૯
જીવ કર્મ કરે જેહ, તેહ જાણે સાક્ષી રહ્યો જો;
શુભાશુભનો સદૈવ, દૈવ ફળનો દાતા કહ્યો જો૦ ૧૦
પિતા પુત્ર કેરી રીત, પ્રીત રાખી પાળે સહી જો;
હિતાહિતનો કેનાર, સાર વેદે વાતો કહી જો૦ ૧૧
હિતેં હોય કામ સર્વ, ગર્વ ખોતાં ગતી મળે જો;
અહિતેં આચરે જો એક, છેક તેને જમડા છળે જો૦ ૧૨
સુણે શ્રવણે જે વેદ, ભેદ જાણે તે ના ભમે જો;
મોહ પામે ઉછેદ, છેદ માંહે નાવે ક્યમે જો૦ ૧૩
આજ્ઞા કીધી અવિનાશ, વાસ આકાશ આસને જો;
પૂર્ણ બ્રહ્મ છે પ્રકાશ, દાસ સેવે સાચે મને જો૦ ૧૪
સદાનંદ સુખરૂપ, ભૂપ કોટી બ્રહ્માંડનો જો;
ઘડે ઘાટો અનેક, એક સ્વામી સહુ ખંડનો જો૦ ૧૫
નાથ કર્તા નિદાન, પાન હાલે આજ્ઞા વડે જો;
અતિ ઉગ્ર શક્તિવાન, જ્ઞાન વેદો માંહે જડે જો૦ ૧૬
વૃદ્ધ યુવા નહી બાળ, કાળ કેરો એ કાળ છે જો;
રાખે સહુની સંભાળ, પાળ કેરો પ્રતિપાળ છે જો૦ ૧૭
રચે ઈચ્છાથી રૂપ, ભૂપ કોરેથી કળ ભરે જો;
સારી શક્તિઓ અનૂપ, ચૂપ થઈને કારજ કરે જો૦ ૧૮
ઇશ આપે અદ્વૈત. દ્વૈત થાયે ધાર્યા વડે જો;
એવી રચવાની રીત, નિત્ય શ્રમ તો કાંઇ ના પડે જો૦ ૧૯

કર્તા હર્તા મહેશ, શેષ મહુને શિર છે ધણી જો,
દેહ દીસે ન વેશ, લેશ ભાળે માયા ભણી જો૦ ૨૦
નામ એનુ ઓંકાર, પાર કોએ પામે નહીં જો,
નહીં વસ્તુમા વિકાર, સાર શ્રૌત તણો સહી જો૦ ૨૧
પામે નહિ તે પરિણામ, ઠામ એક રહ્યો ઠરી જો,
દ્વંતા તીત એવુ ધામ, શામ સગળે રહ્યો ભરી જો૦ ૨૨
વિના કાન સુણે વાણ, જાણ નેન વિના વ્યક્તની જો,
ગ્રહણ કરે વિના પાણ, માપ મોટી અવ્યક્તની જો૦ ૨૩
ચાલે ચાપ વિના ચરણ ભરણ પોષણ કરે ઘણુ જો,
એનો અશરણનો શરણ, હરણ દુખ દુખી તણુ જો૦ ૨૪
ઘણુ ગરબામા જ્ઞાન, ધ્યાન રાખો રૂદે ધરી જો,
ભક્તિ આપે ભગવાન, માન માયા મૂકો પરી જો૦ ૨૫
ચેતી રાખો રૂડો ચાવ, ખ્યાલ ગાજો ખાતે કરી જો,
છોટાલાલ, થશો ન્યાલ, હેત રાખી સેવો હરી જો૦ ૨૬

---

( શ્રી ગુરૂ મહિમા )     ગરબી     ( પદ પર મો )

શુધ મન થૈ સદગુરૂ પદ સેવજોરે, થાવા ભવસાગરથી પાર,
પરમ પદારથ પ્રીતેં પામવારે, અવનિશ કરજો આપ વિચાર૦ ટેક
ગુરૂ ગોવિંદ ગોવિંદ ગુરૂ જાણજોરે, તેમા ન ગણો કિંચિત્ ભેદ,
કૈક કલપ આતમ અજ્ઞાનને રે, ક્ષણમા સદગુરૂ કરશે છેદ૦ ૧
દ્વાદશ વર્ષે તણૂ તમ ઘર વિષે રે, દીપક કરતે તે ગળી જાએ,
તેમ ગુરૂ વાક્ય થકી પરિચ્છિન્નરે, જોતા જીવપણુ પનટાય૦ ૨
અગાધ અનુભવ શ્રી સદગુરૂ તણોરે, મહિમા મુરખડા શુ જાણે,
સુર નર મુનિવર ગુરૂપદનેં સ્તવેરે, વિધિનત વેદ પુરાણ વખાણે૦ ૩

નિરમલ ચિત બ્રહ્મવિત સદ્‌ગુરૂ વિષેરે, દોષ દ્રષ્ટી જે દુરગુણ દાખે
એવા પાપી પામર જીવનેરે, જમ કિંકર જૈ નરકેં નાખે૦ ૪
જે બ્રહ્મ સુખ સદ્‌ગુરૂ મુખથી લહ્યું રે, તે પશુ પામરને નવ કેવું;
મુંગે મિશરી જેમ મુખમાં ધરીરે,દેવકૃષ્ણ તેમ સમજી રેવું૦ ૫

---

(સન્માર્ગ દર્શન) ગરબી. (પદ ૫૩ મો)

ભાવે ભજન કરો ભગવતનું રે, પ્રીતેં પરમેશ્વર યશ ગાજો;
મનમાં મુખ્ય ધરી વૈરાગ્યનેરે, શ્રી સદ્‌ગુરૂ પદ શરણે જાજો. ટેક
કૈક જનમ બહુ સુભ કરમે કરીરે, પામ્યા માનુષનો અવતાર;
આ અવસર છે પ્રભુ ભજવા તણોરે, નહી તો પડશે જમની માર૦ ૧
જે તનું સ્વર્ગ દેવ ઇછે સદારે, આવ્યો અમૂલ હીરો હાથેં;
તે ભવ ભોગ અરથ જો વેંચશો રે, તો જાશો જમ કિંકર સાથેં૦ ૨
મૂલ વિચારી જોજો આપણુંરે, ક્યાંથી આવ્યા ને કયાં જાસો;
જો નહિ ચેતો આ નર દેહમાં રે, તો ભવ ફોકટ ફેરા ખાસો૦ ૩
જલ બુદ્‌બુદવત્ તન્નુ ક્ષણ ભંગ છેરે, તે સ્થિરતાની આશા ખોટી;
ક્રોડ જતન કરતે રેસેં નહી રે, તે માટે નિજપદ લ્યો ગોતિ૦ ૪
નિજપદ નિગમ કહે નિજવાક્યમાંરે,જે પદ વિલક્ષ્યૂં વિશ્વ સ્વરૂપે;
પણ સદ્‌ગુરૂ મુખ જે નિશ્ચે કરે રે, તે નવ આવે આ ભવ કૂપેં૦ ૫
વિષય પદારથ સ્વારથ છે નહિરે, વિષવત્ જાણી વેલા ત્યાગો;
અક્ષય અનુભવ અતિસુખ પામવારે, દેવકૃષ્ણ દિલ જુગતે જાગો૦ ૬

—o—

(ચતુરને ચેતવણી) ગરબી. (પદ ૫૪ મો)

પ્રભુ ભજન વિના પલક જાય છે વૃથા જો,
માનો માવઠાનો મેઘ જાય છે જથા જો૦ પ્રભુ ભ૦ ૧

કામ ધામના કનેરામા કળો રહ્યા જો,
આઠે પોર માયા મોહમા મળી રહ્યા જો૦ પ્રભુ૦ ૨
સ્વરૂપ વિચાર્યું નહિ સચ્ચિદાનંદનુ જો,
ગુણાતીત ધ્યાન ના કર્યું ગોવિંદનુ જો૦ પ્રભુ૦ ૩
જેના નામથી અનેક પાપ જાય છે જો,
એવા નામીને ભજે તો સુખ થાય છે જો૦ પ્રભુ૦ ૪
પરા ભક્તિ પ્રેમ લક્ષણા આવ્યા વિના જો,
મૂળ મનથી ન જાય દુષ્ટ વાસના જો૦ પ્રભુ ભ૦ ૫
પ્રેમ થાય પ્રીત હોય ગુરૂ જ્ઞાનની જો,
વિના પ્રિત વૃત્તિ ના રહે દ્રઢ ધ્યાનની જો૦ પ્રભુ૦ ૬
સમજો એમ નાચે કુદે ના મળે હરિ જો,
એક ઠામ ચિત્ત રાખીને જુનો ઠરી જો૦ પ્રભુ ભ૦ ૭
પૂર્ણ બ્રહ્મમા સનેહ રહે જેહનો જો,
કહે છોટમ ધન્ય ધર્યો દેહ તેહનો જો૦ પ્રભુ ભ૦ ૮

—o—

( શ્રીગુરૂસ્તુતિ )     ગરબી     ( પદ ૫૫ મો )

સેવુ ચૈતન ધન રાય સાય થાજો શ્રી સદ્‌ગુરૂ રે,
મારૂ અંતર અજ્ઞાન, જ્ઞાન આપીને દુર કરો રે,
હુ તો ભમૂછુ ભવ માહે, કૈક કાલનો ભૂનો પડયો રે,
લક્ષ ચોરાસી વાર, ચાર ખાણના ફેરા ફર્યો રે૦ ૧
પામ્યો માનવ અવતાર, કોઇક પુર્ન પુણ્યે કરી રે,
ગુરૂ આપ કેરૂ ચરણ, શરણ લીનૂ મેં ચિત ધરી રે૦ ૨
તારે ગુરૂએ દીનુ જ્ઞાન, દાન દિલમા દયા ધરી રે,
ટાળ્યુ જીવ અભીમાન, સાન આપી ખરાખરી રે૦ ૩

તેનો કર્યો મેં વિચાર, પાર સંસારથી પામવા રે;
મહા કાલ વ્યાલ જાલ, વિશ્વ વેદનાને વામવા રે૦ ૪

જાણ્યું કૂટસ્થ રૂપ, ગુરૂ વાક્ય ચિત્ત ધારતાં રે;
થયો ભેદ ભર્મ છેદ, વેદ વાણી વિચારતાં રે૦ ૫

મળ્યો સર્વાત્મ લક્ષ, પક્ષ કેનો કહૂં કથી રે;
મારો ટળ્યો સર્વ ગર્વ, કાંહિં કેવું રહ્યું નથી રે૦ ૬

એવો આનંદ અપાર, સાર સર્વેનો શ્રીહરી રે;
દેવકૃષ્ણ દિલ્લ માંહે, તમે જોજો નિશ્ચે કરી રે૦ ૭

---

(શ્રી રામ રટન) ગરબી. ( પદ ૫૬ મો )

રસના રટન કરો ગુરૂ રામનુંરે, ધર ચિત નિત નારાયણ ધ્યાન;
છોડી છલ મલ ખલના સંગને રે,તજી તન ધન કેરૂં અભિમાન.ટેક.
ખાવા ખટ રસમાં તત્પર થઈરે, વિષય પદારથ લાગે સારૂં;
રામ રટન કર કાં શૂંસે બળેરે, નકટી નાક નથી કેમ તારૂં૦ ૧
જેણે જઠરમાહે રક્ષા કરી રે, બારે પ્રગટ કર્યો દશ માસે;
તે હરી રામ રૂપ ધારણ કરી રે, પૂરણ પ્રગટ થયા તુજ પાસે૦ ૨
દેહ ગેહમાં શું અટકી રહ્યોરે, કુલ કુટંબ બહુ જાણસ પ્યારૂં;
રામ વિના આ સહુ સંસારમાંરે, અંતે કોએ નથી શઠ તારૂં૦ ૩
સ્થાવર જંગમ સહુ માંહે રહ્યારે, અસ્તિ ભાતિ પ્રિય રૂપે રામ;
નામ રૂપ દ્રષ્ટી ત્યાગી કરીરે. જાણો જગતારક ગુણધામ૦ ૪
વાતું વિષયતણી કરિ વેગલીરે. શિવ શિવ શિવ મુખથી આચરને.
"સોહ" જપનાં અજપા જાપને રે. દેવકૃષ્ણ ભવસાગર તરને૦ ૫

---

# શ્રી વિવિધ વિલાસ રુપ હીરાનો હાર

## ( સ્થિતી પ્રકાશ )

કેહેતા હે કરતાબી હૈ, તવકા ત્રીજા ભાગ,
કેહેતા નુહીં કરતા નહીં, વાકા બડા અભાગ૦ ૫૯
પારસંક પરતાપસે, સોના ભઈ તરવાર,
ત્રીકમ તીનો ના મિટે, માર ધાર આકાર૦ ૬૦
સતરૂપ સોનાર કર, ધરે પ્રેમકો ખાર,
ત્રીકમ તબ તીનો મિટે, માર ધાર આકાર૦ ૬૧
જાકી જેસી બુદ્ધિ હૈ, તેસોહિ દેત બતાય,
વાસુ બુરો ન માનીયે, અધિક કહાસે લાય૦ ૬૨



## ( વેરીનો વિશ્વાસ કરવો નહીં )

વેરી કે મન બસતહે, ઘટહીમે બડી ઘાત,
સજ્જન રહીયે શત્રુતે, સાવધાન દિનરાત૦ ૬૩
દુશમન દાવાદાર સો, કરહીં કદાપી હેત,
શત્રુ સજ્જન હોત નહીં, અલના પ્યારે ચેત૦ ૬૪
મધુર બચન મુખ બોલહીં, ભીતર વિષ ભરપુર,
દાવ પરે દુશમનકો, તો લેવે જીવ જરૂર૦ ૬૫
બેઠહી મીઠા બોલકે, પ્યાર કરી જુ પાસ,
મિત્ર કબુ મત કીજીઓ, વેરીકો વિશવાશ૦ ૬૬
જબલગ વેરી જીવતે, તબલગ મિટે ન ત્રાસ,
કરો વેરી નિર્મૂળ તબ, હોવે સુખ હરદાસ૦ ૬૭

## ( દાતા વિષે. )

દાતાકું હરી દેત હે, જહાં તહાંતેં આન,
નહીં દાતા ભટકત રહે, કેશવ ન ધરે કાંન૦ ૬૮
દાતા સરાવેર દયા ફ્લ, પર ઉપકારી જંત,
ચલે પંછી પરદેશકું, વરખા સફ્લ ફ્લંત૦ ૬૯
દાતા દાતા ચલ ગયે, રેહે ગયે મખી ચૂસ,
દાન માન સમજે નહિં, લડનેકું મુજબુત૦ ૭૦



## ( પ્રીતી દર્શન )

સજ્જન તુમતો ચતુર હો, જાનત હો સબ રીત;
એસી સદા નિભાવિયેં, ક્ષણુ ઘટે નહી પ્રીત૦ ૭૧
પ્રેમ પ્રીત છાની નહીં, નેનનમે દરસાય;
મુખ ખીજે મનમેં હસે, બિના દેખ લલચાય૦ ૭૨
સજ્જન ડોરી પ્રેમકી, મત ખેંચો તુટ જાય;
તુટે તો સાંધે નહીં, બીચ ગાંઠ પડ જાય૦ ૭૩
સજ્જન સજ્જન મેં કરૂં, સજ્જન લે નહીં સાર;
થોડે જલકી માછલી, જીવત કિતની બાર૦ ૭૪
સજ્જન મિલાપી બોત હે, તાલી મિત્ર અનેક;
જીન દીઠેં છાતી ઠરે, સો લાખનમેં એક૦ ૭૫
તુમ જાનો હમ દૂર હૈ, દૂર બસંતે બાસ;
નેનાં દોનો હ્યાં રહે, જીવ તુમારે પાસ૦ ૭૬
પ્રીતમ પાતી તો લિખોં, જો કછુ અંતર હોય;
હમ તુમ જીવન એક હૈ, દેખનકોં તન દોય૦ ૭૭



(શ્રી નાથજીની સ્તુતી) (કવિત)

જય શ્રીજી સુખ સિંધુ, કરો દયા દીન બંધુ,
દ્રય જોડ કર વંદુ, પદ સીસ નામી,
મે અધમ અનાચારી, અરૂ વિષયી વ્યભીચારી,
કીયે કર્મ કૃત ભારી અગ અંતરજામી,
સુની ગુરૂ મુખ દ્વાર, હરી અધમ ઓધાર,
યહી નિશ્ચૈ મન ધાર, આય શરનસ્વામી,
હરી દીન પ્રતીપાલ, અબ લેઉ સંભાલ,
હરદાસ કહુ હાલ, પ્રભુ દરશ પામી૦ ૨૧

---

(પૈસાની સગાઇ) (કવિત)

પૈસે બિન બાપ કહે, પૂત હૈ કપૂત મેરો,
પૈસે બિન ભાઈ કહે, મેરા દુખદાઇ હૈ,
પૈસે બિન ગરકી પ્રીયા, કરત નહીં મુખસે બાત,
પૈસે બિન સાસુ કહે, નકટો જમાઇ હૈ,
પૈસે બિન કાકા કહે, કાહેકા ભતીજો મેરો,
પૈસે બિન સબે કહત, કાહેકી સગાઈ હૈ,
કહત મલુકદાસ, પૈસા રખ તેરે પાસ,
પૈસો ન હાથમે તો, કાહેકી બડાઇ હૈ૦ ૨૨

---

(વાણીનો માહાતમ્ય) (કવિત)

બાતનસે દેવી અરૂ દેવતા પ્રસન્ન હોત,
બાતનસે સિધ ઓર સાધુ પતિઆત હૈ,
બાતનસે ખાન સુલતાનસે નરેશ માને,

બાતનસેં શ્યાને લોક લાખન કમાત હે,
બાતનસેં ભૂત ઓર દૂત સબ તાબે હોત,
બાતનસેં પુન્ય ઓર પાપ હોએ જાત હે;
બાતનસેં કીરત અપકીરત સબ બાતનસેં,
માનુષ કે મુખમે સો બાત કરામાત હૈ૦ ૨૩

—o—

(પાખંડી વિષે) (કવિત)

ઉપર તો વેષ અતિ સુંદર બનાવત રે,
ભીતર તો શીશ લો શૃંગાર રશ ભરે હે;
જપ તપ ધ્યાન પુજા કરત દીખાયવેકાં,
ચાહત બડાઇ એસે અવગુન ના ટરે હે;
આપકું ન બોધ સબ જગત પ્રબોધત હે,
સોષે પરમારથકોં, સ્વારથમે પરે હે;
ઈનસોં જો મિલે સો તો ગયે સન્મારગસેં,
દૂરસેં પ્રણામ કવી રઘુપાય કરે હૈ૦ ૨૪



—ooo—

(આયુષ્ય ઘટે ને ત્રસ્ના વધે) (ઇંદ્રવ છંદ)

નૈનનકી પલહી પલમેં ક્ષણ, આધિ ધડિ ધટીકા જુ ગઇ હૈ;
જામ ગયો જુગ જામ ગયો પુનિ, સાંજ ગઈ તબ રાત ભઇ હૈ;
આંજ ગઇ અરૂ કાલ ગઇ, પરસોં તરસોં કછુ ઔર ઠઈ હૈ,
સુંદર એસેંહી આયુ ગઈ; ત્રસ્ના દિનહી દિન હોત નઈ હૈ૦ ૨૫

—o—

(ભલભલેરાઓ ચાલતા થયા) (કુંડલીઓ)

રાવન જેસેં રટ ગએ, કટ ગએ કુંભકરન,
ઇંદ્રજીત સમ ઊઠ ગએ, હીરનાકશ્પ હીરન;
હીરનાકશ્પ-હીરન, બહુ બાનાસુર બૈયાં,

ઐસે દૂત અસંખ, સહારે મેરે સૈયા,
કહે દીન દરવેસ, પ્રગટ દેખો હે પુરખા,
ક્યા ભધેકા ભાર, ચલ ગએ રાવન સરખા૦ ૨૫

——— ૦૦૦ ———

( કર્યું થાય કિરતારનું ) ( કુંડલીઓ )

કર્યું થાય કિરતારનું, શાને કરવો શોક,
બાજી હાથ ભગવાનને, ચિંતા કરવી ફોક,
ચિંતા કરવી ફોક, એજ મૂરખતા મોટી,
ભજ્યા વિના ભગવંત, કલ્પના સર્વે ખોટી,
હરી ગુરૂ વિણ હરદાસ, કહો કોણ જગતમાં તર્યું,
અરે તજો અહંકાર, થાય કર્તાનું કર્યું૦ ૩૬

——— ૦૦૦ ———

( મુરખાઇના લક્ષણો ) ( છપ્પય )

બુધ બિન કરે વેપાર, દ્રષ્ટ બિન બાન ચલાવે,
સુર બિન ગાવે ગીત, તાન બિન બાજ બજાવે,
ગુન બિન ચલે વિદેશ, અકલ બિન ચતુર કહાવે,
દેખ દુજેકી નાર, પ્યારમે પાપ કમાવે,
અણઘટતી ઈછા કરે, અણ દીઠી કરે બાત,
કહે ઠક્કર સુન ઠાકરો, યહી મુરખકી જાત૦ ૪

———

( લાઠીનું વખાણ ) ( કુંડલીઓ )

લાઠીમે સબ ગુન રહે, સદા રાખીયે સંગ,
જહાં અગાધહિ જલ બહે, વાહાં બચાવત અંગ,
વાહાં બચાવત અંગ, જનાવર જોર નસાવે,
દુશમન દાવાદાર ઉનોકુ દૂર હટાવે,
કહે ગિરધર કવિરાય, લાઠી જનમ સંગાતી
સબ છોડો હથિયાર, એક મત છોડો લાઠી૦ ૫

## ( જાણુવા લાયક પ્રમાણિકપણું )

*A man who is just and honest in every transaction of life, will be more likely to succeed than the most artful knave, even although his deeplaid schemes escape exposure.* Dr. BREWER.

**અર્થ**—મહા તર્કટી એવા દગાબાજ, કે જેના ગહનવિચારોની કલ પણ ન પડે, તેના કરતાં જે માણસ દુનીઆના દરેક કામમાં ન્યાયી અને પ્રમાણિક હોય છે, તેને ફતે પામવાનો સંભવ દિનપરદિન વધારે સમજવો.

એક શુદ્ધ અંતઃકરણવાળો માણસ ન્યાયી હોવાથી પારકા સ્વાભાવિક હકો, પારકી મીલકત, પારકી પ્રતિષ્ઠાનો તેમને ઉપભોગ લેવાં દેવામાં લેશ માત્ર વિઘ્ન કરવાની કલ્પનાજ કરતો નથી. તેમ તે પોતાને પ્રાપ્ત થાવા માટે અઘટિત.ઉપાયો પણલેતો નથી. તે પોતાના માનવ ધર્મ ઉપર અને વચન આપવા તથા પાળવામાં અતી સાવધ રહી સંસારનાં સર્વે લેવડ દેવડનાં કામમાં ચોખો રહે છે.

ખોટાં વચન આપનારો કે ડોળઘાલુ માણસ પ્રથમથીજ ફાવતો નથી. પણ કદી એકવાર ફાવ્યો તો પાછળથી કોઈ તેનો વિશ્વાસ કરતો નથી.

એક કાગડો મોરનાં પીંછાં ખોશીને તે સુંદર પક્ષીના મંડળમાં પેઠો; શુરૂઆતમાં તો તે ન ઓળખાયો, પણ કુદકા મારવા વિગેરેનાં આચરણ કરતાં પકડાઈ જવાથી, મોટા તિરસ્કારને પામ્યો; માટે પ્રમાણિકપણું એજ મનુશ્યને વાસ્તે ઉત્તમ છે.—

ઇસપ.

*The happiness of humankind*
*Consists in rectitude of mind* COTTON.

મનુષ્ય જાતનું સુખ, કેવળ અંતઃકરણની સરલતામાંજ રહેલું છે

( કછી ભાષામા સવૈયા )

શેઠજી સાહેબ ચઇ કુરેતા વિજન ભઇ,
કિત ચોજ ધાહા દિઈ ભવી ભાતે છોલીતા,
દેખાડી સારો દેખાવ અંતરમે ખોટો ભાવ,
જાણે કડે અચે દાવ શંકે ઠે રોલીતા,
સતેજી ન સુણન ગાલ ભેડો કરી ધન માલ,
કુડીતા રખન ચાલ સચો કીં ન બોલીતા,
સાજન ચે વડા ઠગ જેડા પખી અછા બગ,
વારેઆ ન વરે વગ અંતર ન ખોલીતા ૦ ૧૮

અઈન જિજે નાણે વારા ઉચાતા અડાઈ માડા,
વાડીઊં બગીચા સારા ખુબ ખુશી કરીતા,
ગાલસે કરીઆં ઝેડી ગણે દેચાવરે પેડી,
મિલકત કરે ભેડી બેઠે મે સે ભરીતા,
સોન ચાંધી જિજો માલ રૂપીઆ નાણુ ને રીઆલ,
અંધા નથા દિસે કાલ પ્રભુ પરહરીતા,
શરીરહી પોધો છણી તદે કુરો વેને અણી,
સાજન હલેતા તણી, હરી ન સંભારીતા ૦ ૧૯

જુલમતા ગણુ કરી, મારે કુટે ગર ભરી,
દિલમે ન દયા ધરી પાપે ધુ ન ખિસેતા, ૦
મૂરખા હઇઍજ અંધા, ગણાતા કરીન ધંધા,
લેણુ દેણ કુટા સંધા ગ્યાન કે ન રસેતા,
ભની ને ફિરેતા ફુલી સ્વરૂપ જે વેઆ ભુલી,
દુખીથી મરધા રૂલી વીચારે ન દિસેતા,
લગધો જપાટો જદે ધન માલ મિડે છદે
સાજન વિનેતા લદે તદે હથ ગસીતા ૦ ૨૦

કુટ મજી કુડી માયા: ધન પુત્ર ગર જાયા,
રાતદી સાંઢીએં કાયા: સ્વરૂપ વિસારીએ:;
કેતરાક દુખ સઈ: જિંની માયા ભેરી કિઇ:,
દિસ તિંનીં કુરો ખઇ: સે નથો વીચારીંએં:;
બીં દીએંજ સુખ લાએ: કેદાતો કરીએં ઉપાએ:,
પિટે કુટે ધંમકાએ:, ગંરીભેં કે મારીએં;
સાજંન અધંમ નર: ફિઠ તોકે બુદી મર:,
હજીંકીં વીચાર કર, મંનકે ન વારીએં:૦ ૨૧

મંનકે નં વારીનેં ત: ખદમેં ફિગાએ દીંધે:,
ચોરાસીજા ધકા જલે: દુખીઓ તું થીંનેં રે:;
બાવરજો બિજ પોખે: આંમુ કદેં કીંન થીએ:,
માર જોર ગંણીં કઇએં: ઘોજક ભરીને રે:;
જીદાં તિદાં તોજોજ સ્વરૂપ તેંકે જાંણેં નથો:,
જુલંમ તો કરીએં વલા: કેતરોક જીંને રે:;
ધિલ મંજા દ્વેશ કઢી: રખેં ન અદ્વીત ભાવ:,
સાજંનચે સુખીથીને સચી જે મઝીંને રે૦ ૨૨



(શ્રી મહામંત્ર.)

રામ કૃષ્ણ રામ કૃષ્ણ રામ કૃષ્ણ ભજરે,
મુખ થકી મન રામ કૃષ્ણ રામ કૃષ્ણ ભજરે;
કુડા તેરા કુલ કુટુંબ, લોક લાજ તજરે,
મુખ થકી મન રામ કૃષ્ણ રામ કૃષ્ણ ભજરે૦



(બોલો શ્રી બાલકૃષ્ણલાલકી જે.)

# શ્રી લવાજમનો પોંહોંચપત્ર.

| | | |
|---|---|---|
| ૨ | શેઠ ગોકલદાસ માધવજી ... ... ... | ૧ |
| ૨ | શેઠ ઠાકરસી હરીદાસ ... .. ... | ૧ |
| ૨ | શેઠ મથુરાંદાસ ગોકલદાસ .. ... . | ૧ |
| ૨ | શેઠ પ્રેમજીભાઇ નારાણજી ડોસા- .... .. | ૧ |
| ૨ | શેઠ દેવજી વીરજી .... .... . | ૧ |
| ૨ | શેઠ હરીદાસ કોરજી. .... ... .. | ૧ |
| ૨ | શેઠ નથુભાઇ મુરારજી. ... .... . | ૧ |
| ૨ | શેઠ ભીમજી ભાણજી. ... .. .... | ૧ |
| ૨ | શેઠ મુરારજી શીવજી. .. .... .. | ૧ |
| ૨ | શેઠ પ્રેમજીભાઈ લધાભાઇ. ... ... . | ૧ |
| ૨ | શેઠ વિસનજી પરશોતમ. ... .... .... | ૧ |
| ૨ | શેઠ રામજીભાઈ દેવજી. . . . | ૧ |
| ૨ | શેઠ સિવજી રામાણી. .. ... .. | ૧ |
| ૨ | શેઠ વિસનજી ત્રીકમજી. ... .. . | ૧ |
| ૨ | શેઠ રામદાસ રણછોડદાસ. .. ... .. | ૧ |
| ૨ | શેઠ નથુભાઇ ઓધવજી. .... .. .. | ૧ |
| ૨ | જોશી ભીમજી હરીરામ. .. .. . | ૧ |
| ૨ | શેઠ આશાનંદ ધરમદાસ. ... .. . | ૧ |
| ૨ | જોશી હરીદાસ ભીમજી. .. ... .. | ૧ |
| ૨ | શેઠ ચકુજી હરજીવન. ... .... .. | ૧ |
| ૨ | શેઠ તેજપાલ નાનજી. . . | ૧ |
| ૨ | શેઠ ચાંપસી ત્રીકમદાસ . ... . | ૧ |
| ૨ | શેઠ મનજીભાઈ ખેતસી. .. . | ૧ |
| ૨ | શેઠ જમનાદાસ લલુભાઈ. . | ૧ |

॥ ॐ ॥

શ્રી



# આનંદ સાગર.



THE OCEAN OF PLEASURE

વર્ષ ૧ લુ     સપ્ટેમ્બર, ૧૮૮૬     તરંગ ૯ મો

## શ્રીપ્રસંગાનુક્રમ દર્શન



( પાનુ તો ફેરવો )

( બોલો શ્રી કૃષ્ણબલદેવકી જે )

# * ॥ શ્રીમંગલમણી ॥ *

(શ્રીમંગલાચરણ ) ( રાગ યથા રૂચી )

જય જય રામ કૃષ્ણ હરી, જય જય રામ કૃષ્ણ હરી૦ ટેક
ગોવરધન ધર ગોપાલક હર, ભકતન સંકટ હારી૦ જય જય રામ૦૧
શંકર સુખકર વિશ્વંભર હર, આનંદ મંગલકારી૦ જય જય૦ ૨
જય જય રામ કૃષ્ણ હરી, જય જય રામ કૃષ્ણ હરી૦ ૨



*(પ્રીય બંધુઓની સાથે શ્રી દીવાળીની મુલાખાત)*

પ્રીય બંધુઓ! પરમેશ્વરની સુખદાયક નીતિ પ્રમાણે વર્તિને, ભક્તિ સહવર્તમાન પરમ સ્થિતી સાધ્ય કરી લેનારાઓને કૃતાર્થ સમજવા, તેજ પરમપદને પામેલા મહાત્મા સમજવા, તેઓએ મેળવેલી મનુષ્ય દેહ સફળ સમજવી

બીજા હજારો કાર્યો કરવાને સહુ કોઈનું ચિત્ત એકાગ્ર થઇ શકે છે, પરંતુ પરમેશ્વરના નામ સ્મરણમાં, અથવા ધ્યાન કરવામાં ચિત એકાગ્ર, થઇ ન શકવાનું કારણ કેવળ એજ છે કે, અભ્યાસ કરતા નથી, પણ જો ચાર દહાડા પોતાથી બને તેટલો વખત સુધી પરમેશ્વરનું નામ સ્મરણ અથવા સગુણ ધ્યાન કરવાનો મહાવરો પાડશો, તો માલમ પડશે કે, કેટલો બધો આનંદ વ્યાપે છે, તેનો સ્વાદ લાગવાથી તમોને સંપૂર્ણ ખાત્રી થશે

સર્વદા સુખરૂપ પરમપદ પામવાને વાસ્તેજ મનુષ્ય દેહરૂપી મોક્ષનું દ્વાર, પરમેશ્વરની પરમ કૃપાથી પ્રાપ્ત થએલોછે, તેના ઉત્તમ સમયમાં અવશ્ય કર્તવ્ય ભુલીને, જે મનુશ્યો, નાનાપ્રકાર

પદાર્થોને વાસ્તે ફાંફાં મારતા હોય, તેઓની મોટી ભૂલ છે. તેને સુધારવા સારૂ જેમ બને તેમ ઉત્તમ ઊપાયો તરત લેવા જોઇએ. પોતાની ભૂલને પોતે સુધારવી એજ પુરૂષાર્થ ઉત્તમ છે. કેમકે,ગુરૂ તો બોધ આપવા સમય સુખરૂપ સૂચના કરી, અભ્યાસનો મંગળ માર્ગ દેખાડી આપેછે; તે પ્રમાણે વર્તવું એ વિવેકીઓને વાસ્તે ભૂષણ રૂપછે. વિશેષ વિનંતી છે, "શ્રીઆનંદ સાગર" વારંવાર વાંચશો-એજ આપણી દીવાળીની મુલાખાત સ્વિકારશો.

※ ॥ नारायण ॥ ※

---

( શ્રીહરી કીર્તન ) ( રાગ ઝૂલતીકાફી )

હરી કીરતનમાંહે પ્યાર,રે! તમે રાખોને પ્યારા૦ હરી૦ ટેક.
ખરેખરખોટો ખેલ ખલકનો, ધન જોબન દિન ચારરે૦ તમે૦ ૧
દુઃખ અસત જડ નામ રૂપાત્મક,વિષય પદાર્થઅસાર રે૦ તમે૦ ૨
દેવ દુર્લભ નર જન્મ, મલ્યો છે, ચેતી લેજો ગેંમાર રે૦ તમે૦ ૩
અન્ય ઊપાસન દૂર તજીને, કરો સ્વરૂપ નિરધાર રે૦ તમે૦ ૪
સદ્‌ગુરૂદેવ કૃષ્ણ કરૂણાથી, ભીમ ભજો ભવ પાર રે૦ તમે૦ ૫

---

( શ્રી હરી સ્તોત્રાષ્ટક ) ( મોતીદામ છંદ )

અહો હરીદેવ ન જાનત સેવ, અહો હરી રાઈ પરેં તેરે પાઇ;
સુનો યહ ગાથ ગહો મમ હાથ,અનાથ અનાથ અનાથ અનાથ.
અહો પ્રભુ નિત્ય અહોપ્રભુ સત્ય,અહોઅવિનાસિ અહોઅવિગત્ય;
અહો પ્રભુ ભિન્ન દિસે જુ પ્રકૃત્ય,નિહત્ય નિહત્ય નિહત્ય નિહત્ય૦
અહો પ્રભુ પાવન નામ તુહાર, ભજૈં તિનકે સબ જાહિ બિકાર;
કરો તુમ સંતનકી જુ સહાઇ,અહો હરિ હો હરિ હો હરિ રાઇ.

અહો પ્રભુ હો સરવજ્ઞ સયાન, દિયો તુમ ગર્ભહિતેં પય પાન,
સો ત્યો અબ કયો ન કરો પ્રતિપાલ,અટો હરિ હો હરિ હો હરિલાલ
ભજૈ પ્રભુ બ્રહ્મ પુરંદ્ર મહેશ, ભજે સનકાદિક નારદ શેષ,
ભજે પુનિ ઔર અનેકહિ સાધ,અગાધ અગાધ અગાધ અગાધ
અહો સુખધામ કહે ગુનિ નામ, અહો સુખદેન કહે મુનિ બૈન,
અહો સુખરૂપ કહે મુનિ ભૂપ, અરૂપ અરૂપ અરૂપ અરૂપ
અહો જુગ આદિ અહો જુગ અંત,અહો જુગ મધ્ય કહે સબ સંત,
અહો જુગ જીવન હો જુગ જંત,અનંત અનંત અનંત અનંત
અહો પ્રભુ બોલિ સકે કહો કૌન, ગ્રહી સિદ્ધ સાધકહી મુખમૌન
ગિરા મન બુદ્ધિ ન હોઈ બિચાર,અપાર અપાર અપાર અપાર
(દોહા ૭૬) બહુત પ્રસંસા કરિ કહો,હો પ્રભુ અતિ અજ્ઞાન,
પૂજા વિધિ જાનુ નહિ,શરન રખો ભગવાન૦૧

## (શ્રી ભજન મહિમા) (રાગ સમયાનુસાર)

પ્રથમ પ્રભુ સાથે પ્રીત ન કીધી ,સુવા ટાણે સંત બનાવ્યોરે,
તુલસી મગાવો તિલક કરાવો, રામ નામ સંભળાવો રે૦ પ્ર૦ ટેક
આગ લાગે ત્યારે કૂપ ખોદાવે, અગ્નિ કેમ ઓલાસે રે,
માલ હતો તે ચોરો લઈ ગયા, દીવો કરે શુ થાશે રે૦ પ્રથમ ૧
માત પિતા સુત ભ્રાત ને ભગિનિ, એ સહુ ઠગની ટોલી રે,
સ્નેહ લગાઇ તારો સરવસ લીનો, આખર આપો ચોલીરે ૦પ્ર ૨
કાઇ ન ખાધુ કાઇ ન ખરચ્યુ, દાન માન નહીં દીધુ રે,
સતગુરૂ સંતની સેવા ન કીધી, રામનામ નવ લીધુ રે ૦પ્રથમ૦૩
તલાવ ફાટો ત્યારે પાર બધાવે, કટો કેમ નીર સમાસે રે,
કહે પ્રીતમ શ્રી હરી ભજન વિણ, ઉત્તમ ગત નહિ થાશે રે૦૪

---

# શ્રી परम प्रश्नोत्तर मणी.

**પ્રશ્ન**–મુખ્યત્વે કરીને સર્વ જનોને લક્ષ્મિ પ્રાપ્ત થવા માટે નિરંતર પ્રીતી હોય છે, માટે લક્ષ્મિ પ્રાપ્ત થાય એવો કોઇ ઉપાય બતાવો તો બહુ સારૂં ?

**ઉત્તર**–લક્ષ્મિ પ્રાપ્ત થવા માટે, ૭ વસ્તુઓની જરૂર છે, તે ૭ વસ્તુવિષે ખુલાસો નીચેના શ્લોકથી સમજશો.

## ॥ श्लोक ॥

उद्यमं साहसं धैर्यं, बलं बुद्धि पराक्रमः;
षडैते यत्र विद्यंते, तत्र श्री स्वयमागताः ॥ १ ॥

**અર્થ**–સારો અને શાસ્ત્રોકત ઉધમ કરે, હિંમત મજબુત હોય, ધીરજ હોય, તથા બળ, બુદ્ધિ, અને પરાક્રમ હોય, તેનાં ઘરમાં લક્ષ્મિ પોતાની મેળે પ્રીતીથી પધારે છે, જેને ઈચ્છા હોય તેણે સાધન સાધવું.

**પ્રશ્ન**–સાંભળવામાં આવ્યું છે કે, બેકદર માણસની સાથે સંબંધ કરવો નહી, કેમકે તેમ કરવાથી પાછળથી પસ્તાવો કરવો પડે છે; પણ બેકદર માણસને ઓળખવું કેમ?

**ઉત્તર**–જે માણસમાં નીચે જણાવેલા લક્ષણો હોય તે માણસ બેકદર છે એમ સમજવું.

( બેકદર માણસનાં લક્ષણ. )

લાખ ગયેકી ખબર નહી, કોડી પર જીવ દેત
ચોર શાહ બૂજત નહીં, આઠો જામ અચેત ० 1

પ્રશ્ન—ચાર વેદોના નામ શું?

ઉત્તર—ઋગવેદ, યજુર્વેદ, સામવેદ, અને અથર્વણ વેદ

પ્રશ્ન—શાસ્ત્રો કેટલા ગણાય છે અને તેઓના નામ શું?

ઉત્તર—સાંખ્ય શાસ્ત્ર, યોગ શાસ્ત્ર, ન્યાય શાસ્ત્ર, વૈશેષિક શાસ્ત્ર પૂર્વ મીમાંસા તથા ઉત્તર મીમાંસા મળીને છ શાસ્ત્રો છે

પ્રશ્ન—શૃંગાર રસને આદે દઇને રસ કેટલા અને કયા કયા?

ઉત્તર—શૃંગાર, વીર ,કરૂણા, અદ્દભુત, હાસ્ય, ભયાનક બીભત્સ, રૌદ્ર, શાન્તિ, અને પ્રેમ ભકિત મલીને દશ રસ,

પ્રશ્ન—સમાધીના આઠ અંગોનાં નામ શું?

ઉત્તર—યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સવિકલ્પ સમાધી, એ રીતે આઠ અંગ સમાધીના છે, જેને ઈચ્છા હોય તેઓએ ખાત્રી લાયક ગુરૂ પાસેથી શીખી લેવા

પ્રશ્ન—જ્ઞાનવાન થવું હોય તો શું શું સાધનો જોઈએ?

ઉત્તર—જ્ઞાનવાન થવાને અગીઆર સાધનો સાધવા જોઇએ, તે અગીઆર સાધનોના નામ સાભળો વિવેક, વૈરાગ્ય, સમદમાદિ ષટ સંપત્તિ, મુમુક્ષુતા, ગુરૂ સેવા, શ્રવણ,તત્વ જ્ઞાનનો અખંડ અભ્યાસ, મનન, નિદિધ્યાસન, મનો-નાશ, અને વાસના ક્ષય, એ અગીઆર અંગોની પ્રાપ્તિ થવાને સદ્દગુરૂની કૃપા સંપાદન કરવી એજ



વાર સંતોષ પામતો હોય; સ્ત્રીઓએ પોતાના પતિ શિવાયનાં તમામ પુરૂષોને બાપ અને ભાઇ સમાન સમજવા. દરેક કામ નિત્ય નેમ ઉપરાંતનું કરવું હોય તો તે વાસ્તે પતિની આજ્ઞા અવશ્ય લેવી જોઇએ. પતિ કહે તેથી ઉલટી રીતે કરવાને કદાપિ હઠ કરવું નહીં, પતિના પિતા માતા એટલે સાસુ સસરાનું કદાપિ અપમાન કરવું નહીં, અને સાધુ વેરાગીઓ પાસે અથવા જ્યાં મનુશ્યોનો સંસર્ગ હોય તે ઠેકાણે કોઇ પણ પ્રકારની ઇચ્છાથી રખડવું નહીં, અને પ્રયોજન શિવાય અમર્યાદથી કોઇની સાથે વિષેશ વિલવિલ કરવી નહીં, આ પ્રમાણેની શાસ્ત્રની આજ્ઞાઓને ઉલંઘન કરીને જે સ્ત્રી પોતાની મરજી પ્રમાણે પાખંડીઓના બેહેકાવ્યાથી વિપરીત માર્ગે વર્તે છે, અને તેઓને ગુરૂ કરીને ગણે છે, તેવી સ્ત્રીઓ ઉભય ભ્રષ્ટ ગણાય છે; એટલે તેઓનો આ લોક અને પરલોક બેઉ બગડે છે; સર્વ કોઇ તેની નિંદા કરે છે, એ વાત જગતને વિષે જાહેર છે.

હે રાજન ! પતિવ્રતાપણુ તેજ સ્ત્રીઓનો પરમ તપ છે. અને તેથીજ સ્ત્રીઓનું પરમ કલ્યાણ છે; પતિની સેવામાં લેશમાત્ર વખત પણ ઘેરહાજરી ન થવાના કારણસર પ્રભાતમાં પતિથી પેહેલાંજ ઊઠીને સર્વ સાહિત્ય સુખરૂપ તૈયાર કરવું, અને પતિના શયન પછી સુવું; અને પરમેશ્વરે આપેલી શક્તિ પ્રમાણે સદાને વાસ્તે જેમ નિભાવી શકીએં તે પ્રમાણે ઘર સંસારનો નીતિથી સંરક્ષણ કરવો. વસ્ત્રો અને વાસણો તથા ઘરનાં તમામ વિભાગોને સ્વચ્છ રાખવાને હમેશ ખતી રેહેવું, પતિને વાસ્તે પૂજન, હવન, અને સ્નાન સંધ્યાની સામગ્રી ઠીકઠાક કરીને પોતે સ્નાન કરવું, પોતાને ઘેર નોકર ચાકરો

હોય તો તેઓને નીતિ પ્રમાણે વર્તવા શીખામણ આપીને વારવાર ભલામણ કરવી, દરેક બાબતમા પોતાની મર્યાદા જાળવીને વર્તવુ, એ વાતને મુખ્ય સમજીને ધ્યાનમા રાખવી રસોઇ કરવી તે ધ્યાન દઇને બનાવવી, સાસુ સસરાને નીતિની રીતિ પાલન કરીને ખુશી રાખવા, પોતાની આવક પ્રમાણે ખરચનો વિચાર રાખવો, બાલચિકિત્સા શીખીને બાળકોનુ લાલન પાલન કરવુ, અને બાળકો સુમજુતીની સડક ઉપર આવતાજ, તરત વિદ્યાભ્યાસ ચાલુ કરવો, અને સ્ત્રીઓએ વિદ્યાભ્યાસ હમેશ ચાલુ રાખીને કેવળ ધર્મના પુસ્તકોનુ માત્ર અવલોકન કરવુ, ધર્મને બહાને અધર્મમા પ્રવ્રત થવુ નહીં, કેમકે, ધર્મ તેનુ નામ સમજવુ કે જેમા અધર્મનો લેશ માત્ર પણ હોય નહીં, જે સ્ત્રી સદવિદ્યા ભણી હશે, તેની પાસે કોઇની પણ ઠગાઈ સબધી કારીગીરી ચાલી શકસે નહીં, તેને કોઇ ફોસલાવીને ધૂતી શકશે નહીં , પરતુ સારી પેઠે ધ્યાનમા રાખવુ કે, વિદ્યાભ્યાસ સતોષકારક થવો જોઇએ, કેમકે, અધુરૂ રેહેવાથી છલકે છે, અને તેથી ફાયદો થવાને બદલે નુકસાન થાયછે, માટે સતોષકારક વિદ્યાભ્યાસ થવો જોઇએ, કેમકે—

(દોહો)

ભર્યા સો છિલકે નહીં, જો છિલકે સો આધા;
ઘોડા સો ભૂકે નહીં, જો ભૂકે સો ગધા० ૧

ભાવાર્થ—જેમ ઘોડો કદી ભૂકતો નથી, અને ભૂકે તે ઘોડો નહીં, પણ ગધેડો સમજવો, તેમ સપૂર્ણ ભરેલો છલકતો નથી, અને છલકે છે તે પૂરો નથી પણ અધુરો સમજવો

માટે વિદ્યાભ્યાસ તે અર્ધા ભણેલા ઊંબાડીઆ માફક નહીં. પણ પૂર્તો અને ધર્મ પરાયણ હોવો જોઇએ; કેમકે, સ્વધર્મ પરાયણ પૂર્તો અભ્યાસ વિના અનેક અનર્થો થવાનું ભય રહે છે.

( હાલ તો એટલુંજ, વળી દસમાં તરંગમાં વાંચશો )

॥ નારાયણ. ॥

—— o ——

# શ્રી વિદ્યાની શ્રેષ્ઠતા રૂપી મણી.

( સર્વદા સુખી રેહેવાનો સંતોષકારક સુંદર વિચાર )

શ્રી વિદ્યાની શ્રેષ્ઠતા, સૃષ્ટીના તમામ તત્વોમાં સર્વોપરી પદવી ધરાવે છે; શ્રી વિદ્યારૂપી સત્‌શાસ્ત્રોદ્વારા, સર્વદા સુખી રેહેવાના સંતોષકારક સુંદર વિચારોને લગતી ઉત્તમ એવી અંતઃકરણને આકર્ષણ કરનારી અનેક યુક્તિઓ જાણવાને મુખ્યત્વેં કરીને પરમ પુરૂષાર્થ કરવો જોઇએ; અને તે સંબંધી યાદ રાખવું જોઈએ કે, સંપૂર્ણ પૃથ્વી જેમાં અગણીત એવા અમુલ્ય પદાર્થો રહેલા છે, તેનાં બદલામાં આયુષ્યનો માત્ર એક શ્વાસ પણ મળી શકતો નથી; તો તેવા અત્યંત અમુલ્ય શ્વાસોના સમૂહને કુટીલ કાર્યોમાં પ્રવ્રત રહીને ગુમાવી નાખનારાઓને શું મહાન મૂરખાઓ નહી સમજવા કે ?

છેલ્લા સાતમા અને આઠમા તરંગમાં ચક્રવર્તિ મહારાજા શ્રી વીરવિપશ્ચિતનો આનંદકારક આખ્યાન આરંભ કર્યો છે, જે વાંચનારાઓને અવશ્ય યાદ હશેઃ માટે તે પછીનો બ્યાન નીચે પ્રમાણે નિવેદન કરૂંછું.

શ્રી રત્નાગર સાગરને કીનારે પ્રાપ્ત થએના વિજયવાન મહા રાજા શ્રી વીરવિપશ્ચિતની પાસે બેઠેલો પરમ બુદ્ધિમાન મહા મંત્રી કહે છે કે, હે રાજન! આસપાસ નજર ફેરવીને આએ આનંદ કારક સ્થળનો સંપૂર્ણ રમણીય રચના જોવા લાયક છે, આહા! આ વિચિત્ર પર્વતોના કેટલાક સ્થાનોને વિષે મધુર વાણીવાળા કોકિલાદિક રંગ બેરંગી પક્ષીઓ દેખાય છે, કેટલાક સ્થાનોને વિષે વિદ્યાધર, દેવીઓ, યોગેશ્વરો અને ઋષીશ્વરો રહેતા છે તે સાથે બ્રહ્મચારી અને વૈરાગ્યવાનો પણ વસેલા છે, જુઓને મહા શાંત સમુદ્ર, જેમા મોહોટા મોહોટા તરંગો ઉછળી રહ્યા છે, તેમજ આકાશ જુઓ, તેમા તેજોમય ચંદ્રમા અને સૂર્ય તથા તારાઓ જુઓ, જે સર્વેનો આશ્રયસ્થાન કેવળ આકાશ એટલે (પોલાણ) છે મહામંત્રી કહે છે કે, હે આકાશ! તું કેવો છે કે, પદાર્થમાત્ર તારેવિષે ઉત્પન્ન થઈ તારામાજ રહે છે, અને તારે વિષેજ પાછા લીન થઇ જાય છે, વાસ્તે સર્વેનો આધાર તુંજ છે, દીવસનું સ્વરૂપ તારેવિષે પ્રકાશમય દેખાય છે, રાત્રીનું સ્વરૂપ તારેવિષે અંધકાર દેખાય છે અને મધ્યાસમય તારેવિષે લક્ષ્નામ દેખાય છે, ચંદ્રમા તારેવિષે શીતળતા કરે છે, અને સૂર્ય તપાવે છે, અનેક તીર્થાદિક તારેવિષે પવિત્ર સ્થાનો રહેલા છે, અનાદિ કાળથી અનંત સૃષ્ટિઓ તારેવિષે ઉત્પન્ન થઈ થઇને નાશને પામ્યા કરે છે, પણ તું સદા જેમનો તેમજ અસંગ નિર્વિકાર રહેવો છે, મૂઢ પુરૂષો જેઓ તને શુન્યરૂપ સમજે છે, તેઓ તારા મહા મહિમાને જાણવાને લાયક નથી

હે રાજન! એવો આકાશ કોણ છે તે સાંભળો અનંત શક્તિ પરમાત્મા નારાયણ જે આકાશવત સર્વેને વિષે વ્યાપીને રહેલા

છે, જેના સેહેજ સંકલ્પથી અનંત બ્રહ્માંડો ઉત્પન્ન થયાજ કરે છે, એવા આકાશરૂપ પરમાત્મા જેમાંથી સર્વેની ઉત્પત્તી, જેમાં સર્વેની સ્થિતી તેમાંજ સર્વેનું લય થાય છે, તે સર્વના અધિષ્ઠાન એટલે માલેક મહેશ્વર, જેની સાહ્યતાથી આપણે વિજય મેળવ્યો છે, તે પરમાત્માને વારંવાર નમસ્કાર છે.

હે રાજન! પરમેશ્વરની માયા કેવી છે, કે "अघटन घटना पटियसी माया" જે વાત આપણી બુદ્ધિમાં અઘટિત માલમ પડે, તેવી બાબતોને પણ ઘટિત રૂપે અનુભવ કરાવવામાં पटियसी એટલે પટાયક, અને વળી જે સાચાને ખોટું અને ખોટાને સાચું કરીને દેખાડે તેનું નામ માયા. એવી માયાના સપાટામાં સપડાયલા અજ્ઞાનીઓની ચેષ્ટા મૂર્ખજનોને સુંદર દેખાય છે, અને જ્ઞાનવાનોની ચેષ્ટા દેખવામાં કાંઈક વિલક્ષણ હોય છે તોપણ તેઓની સંગતી કલ્યાણકારક છે; માટે કહ્યું છે કે—

## ॥ श्लोक ॥

सदा संतोभि गंतव्या, यद्यप्युपदिशोति नः;
याहिस्वैर्कथा स्तेषा, सुपदेशा भवन्तितः ॥ १ ॥

અર્થ—સંત પુરૂષો શાસ્ત્રની નિતિ પ્રમાણે અધિકાર તપાસ્યા શિવાય મહાસંત્રનો ઉપદેશ કરતા નથી, તો પણ તેઓની પાસે સર્વદા જવું. કેમકે, સત્‌પુરૂષો જે કંઈ સેહેજ વાતો કરશે તે કેવળ કલ્યાણ કારકજ હશે અને તેજ ઉપદેશરૂપ સમજવી.

હે રાજન! બ્રહ્માજીના ઉત્પન્ન કરેલા સંપૂર્ણ જગતમાં, એક શુભ અને બીજો અશુભ એવી રીતનાં બે વિભાગો સર્વમાં રહેલા છે; તે સર્વેમાં શ્વાન એટલે કુતરાની સહુથી હલકી નીચપણામાં

ગણત્રી કરેલી છે, કેમકે, કરડવાથી બીજાને દુ ખ થશે એવો તેનામા જ્ઞાન નથી, બીજુ એ કે, ઘરોઘર માર ખાય અને હડ હડ થાય તોપણ ભટક્યા કરે, મહામલીન સ્થાનોને વિષે પણ મલીન બુદ્ધિથી ફર્યા કરે, નવાઇ રાતના બીજા કુતરાઓ સાથે ભસી ભસીને, આરામ પામેલા મનુશ્યોને ત્રાસ પમાડયા કરે, ઇત્યાદિ ક્રૂરતા વિગેરે ઘણા દુર્ગુણોથી તેને નીચપણામા ગણેલો છે, એક રૂષીએ એક કારુણિક કુતરાને ઉત્તર મેળવવાની ઈચ્છાથી મત્રાજલી છાંટીને પ્રશ્ન પુછ્યુ કે, હે શ્વાન, ભલા તારાથી પણ કોઇ નીચ હશે કે નહીં? કુતરાને વાચા ખુલવાથી જવાબ દીધો કે, “ અભણ અને મૂર્ખ પુરૂષ મારાથી પણ નીચ છે ” તેવા અજ્ઞાની થકી હુ શ્રેષ્ઠ છઊ, કેમકે, સર્વદા શૂરવીર છઊ, અને જેનો રોટલો ખાઊ છઊ તેની રક્ષા કરૂ છઊ, દરવાજે બેઠા રહીને ચોકી કરૂ છઊ, આ પ્રમાણે નીમક હરામ મૂખ અજ્ઞાનીઓથી આ ત્રણે કાર્ય થતા નથી, વાસ્તેજ હુ તેથી શ્રેષ્ઠ છઊ, મૂર્ખ અજ્ઞાનીઓને મલીનરૂપ દેહને વિષે હુપણાનો અભિમાન હોય છે, વાસ્તે તેને શ્વાન થકી પણ નીચ સમજવો બહિર્મુખ જીવો શ્રેષ્ઠ પુરૂષોની નિંદા કરે છે, જેનુ ખાય છે તેની સાથેજ નીમક હરામ થાય છે તૃષ્ણા વડીયે કરીને પોતાના સેહેજ મતલબ સારૂ વિશ્વાસુઓને વેદના પમાડયા કરે છે, અને વાર વાર ઇંદ્રિયો દ્વારા વિષય રૂપી મલીન સ્થાનોને વિષે ડુબે છે, એવા જે અજ્ઞાની તે કૂતરાથી પણ નીચ સમજવા, સર્વ અનર્થોનુ મૂળ અવિદ્યા સહીત દેહાભિમાન સમજવુ દેહાભિમાની અવિદ્યાવાનને કાગડાની પણ ઉપમા આપેલી છે કાગડો શુ કરે છે? ઉચો બેસીને કાકા

શબ્દ કર્યા કરે છે, અને મલાન સ્થાનોમાંજ મગન રહે છે; તેમ વિદ્યા વગરના પુરૂષો પણ વિવેક વગરની વાંણી બોલે છે તે કાગડાની કાંકાં જેવીજ સમજવી. એક સમય સુંદર સરોવરને કીનારે એક કાગડો આવી નીકળ્યો, અને ચંચલ દ્રષ્ટીથી જુએ છે તો ભમરાઓ કમલની સુગંધીમાં મસગુલ બેઠેલા છે, તેને જોઈને કાંકાં કરીને હસવા લાગ્યો, તે કાગડાને જોઇને ભમરાઓ એવી સમજણથી હસવા લાગ્યા કે, કમલની શાંત સુગંધીના મહિમાને આ મલીન મતિ ક્યાંથી જાણે?

હે રાજન! પરમ આનંદરૂપ પરમાર્થ ભક્તિરૂપી કમલની સુગંધીને ભગવદ્‌ભક્તરૂપી ભમરાઓ ભોગવે છે; તે સુખરૂપ સુગંધીને મલીન દેહાભિમાની કાગડાઓ જાણતા નથી, એટલાજ વાસ્તે કહે છે કે, હે કાગડા, તું રાજહંસની રીસ કેમ કરે છે? રાજહંસ તો મુક્તાફળ એટલે મોતીનો ચારો કરે છે, અને તું તો નીચ સ્થાનોનો સેવન કરનારોછે.

આપ્રમાણે રાજમંત્રી રત્નાગર સાગરને કિનારે વિજય કરીને વિશ્રાંતીને પામેલા રાજા વીર વિપશ્ચિતની પાસે, જ્ઞાન ચર્ચા ચલાવી રહ્યો છે, જેથી રાજા પણ ધર્મમાં પ્રવીણ હોવાથી પ્રસન્ન થયા કરે છે. આ વાત ધનવાનને પંડિતરાજ સંભળાવે છે, અને કહે છે કે, હે ભાઇ ધનરાજ! રાજા પણ વીર વિપશ્ચિત જેવા ધર્માત્મા થવા જોઇએ, અને તે પાસે મંત્રીઓ પણ જ્ઞાનવાન વિવેકીઓ હોવા જોઇયે, તેથી કરીને દુનીયાંની આબાદી અને સુખમાં દિનપ્રતિ વધારો થાય છે, એથી ઉપરાંત બીજુ શું જોઇએ.

( આ પ્રસંગમાં અદ્‌ભૂત ખ્યાંન દસમા તરંગમાં વાંચશો )

※ ॥ नारायण ॥ ※

# श्री विवेकवाणी रूपी मणी

( મન સાથે સમજુતી ) ( રાગ ભેરવીની ઠુમરી )

મન ભજલે પ્રાન પ્યારેકુ, ઇસ જગમે જગ ઉજીઆરેકુ૦ મ૦ટેક
કામ ક્રોધ મદ લોભ તજી દે, તજ દે મોહ મતવારેકુ૦ મન૦ ૧
આશા ત્રશ્ના ઓર અપેક્ષા, તજ દે અહં હમારેકુ૦ મન૦ ૨
દુનીયા દોલત માલ ખજાના, સો સબ સ્વપ્ન બિચારે તુ૦ મ૦૩
અબ કછુ સમજાયો નહી સમજ, પીછે હાથ પસારે તુ૦મન૦ ૪
મેને કીયા અરૂ મેહી કરૂંગા, એ સબ અસત બિચારે તુ૦મ૦૫
રાજન કહા ગયે માજન કહા ગયે, સો કયુ નહિ નિરધારે તુ૦૬
ભીમ કહે ભાઈ સુન મન દુરજન, હોજા સજ્જન હમારે તુ૦મ૦૭

—— x ——

( મન પ્રત્યે શિક્ષા ) ( રાગ ભેરવીની ઠુમરી )

તુ સમજ સોચ મન મેરા, તોએ સમજાવુ કઈ બેરારે૦ ટેક
યે સંસાર રેનકા સ્વપના, કયા ગત હોય સમેરા રે૦ તુ૦ ૧
સગે કુટુંબ તેરે ભાઈ બંધવા, સમે કાલકા ચેરા રે૦તુ સમજ૦૨
તજ દે આશા ઈસ દુનીયાકી, હોજા સબસે નેરા રે૦ તુ૦ ૩
યે કાયા કાગદકી પુતલી, બદલ જાએગા ચેરા રે૦ તુ સમજ૦૪
ભીમ કહે ભાઇ તેરે શીરપર, દીયા કાલને ડેરા રે૦તુ સમજ૦૫

—— ० ——

( બોધ વચન ) ( ભુજંગ પ્રયાત )

અરે માનવી અંતરે જો વીચારો, નથી સાર સંસારમાં છે નકારો,
ઘટીમાં ઘટી જાય આયુષ ટુંકી, ભજો રામને કામને દૂર મૂકી૦ ૧

પ્રભુજી વિના કો નથી તારનારો, નથી તે વિના કો કૃપા નાથ મારો;
ફજેતી થશે યાર જો જઇશ ચૂકી, ભજો રામને કામને દૂર મૂકી૦ ૨
થયા જન્મ તારા નકારા હજારો, મળ્યો ના તથાપી કૃપાનો કીનારો;
વૃથા ભાર માથે વહ્યો રાખ્ય ખૂકી, ભજો રામને કામને દૂર મૂકી૦ ૩
ધણા રંક પ્રાણીનિ પીડા ન જાણી, અભીમાનથી વ્યર્થ કીધી કમાણી
કદી સાથ આવે ન એ દામ સૂકી, ભજો રામને કામને દૂર મૂકી૦ ૪
પુરો પ્યાર વારાંગના સંગ જોડી, રમ્યો રંગમાં શ્વાનની પેર દોડી;
જશે વિત્ત જોશે નહી સામું થૂકી, ભજો રામને કામને દૂર મૂકી૦ ૫
ધણાના હર્યો પ્રાણને પેટ માટે, છુપાવી ફર્યો ફંદમાં આડિ વાટે;
તપાશો તમે નીકળે પાપ ભૂકી, ભજો રામને કામને દૂર મૂકી૦ ૬
તજી નીતિ રીતિ ભમે જેમ પાડો, પડે ધર્મના કામમાં નિત્ય આડો;
તપાસી રહ્યો કાળ વિકાળ ઢૂંકી, ભજો રામને કામને દૂર મૂકી૦ ૭
થશે સર્વથા મર્ણ આ અંગ જાશે, તમાશો તમારો સ્મશાને જણાશે;
નકી મૂકશે લાકડા સાથ ફૂંકી, ભજો રામને કામને દૂર મૂકી૦ ૮
નરોતમ તણી શીખ્ય કર્ણે ધરીને, ગૃહી બોધ સારો સ્મરો શ્રીહરીને;
કરી નાખશે સર્વ નીકાલ ચૂકી, ભજો રામને કામને દૂર મૂકી૦ ૯

———o———

( આશા ભંજન ) ( ભુજંગ પ્રયાત. )

કરાવી ધણા નીચની તેં ગુલામી, ધણી વાર વાતો કરાવી નકામી;
વદાવી ધણી વાર તેં દીન ભાષા, હવે તો મને છાંડ હે રાંડ આશા૦ ૧
ધણા દેશ પ્રત્યે ભમ્યો નિત્ય દોડી, જડી તોય ના રોકડી એક કોડી;
કરી વેઠ વેઠયાં ક્ષુધા ને પિપાશા; હવે તો મને છાંડ હે રાંડ આશા૦ ૨
કર્યા ઠાઠ પાખંડના પેટ માટે, ધણાં સંકટો વેઠિયાં વાટ ધાટે;
થઇ તોય નાં તૃપ્ત નાખો નિશાસા, હવે તો મને છાંડ હે રાંડ આશા૦ ૩

ઘણાએ ઘણી વાર નાખ્યો વખોડી, કરી જાચના તોય બે હાથ જોડી;
જડયો ના સડયો સાથવો એક માસા, હવે તો મને છાંડ હે રાડ આશા૪
અનુપ્રાસમા ઊપમાઓ મિલાવી, રૂપાળી રચાળી કવીતા બનાવી,
તમો જાણશો આશમા છે તમાસા, હવે તો મને છાડ હે રાડ આશા૦૫
નકામા નડી રાકને કામ કીધા, વઢીને વૃથા લોકથી વેર લીધા,
પડયા કષ્ટ કોટી થયા ખોટિ ખાસા, હવે તો મને છાડ હે રાડ આસા૦૬
ઘણા સ્વાર્થ નિત્યે વસી નીચ સાથે, તજી સુત્ય થાતી લીધા પાપ માથે,
કહુ કેમ તારા ગણી દોશ સાશા, હવે તો મને છાંડ હે રાડ આશા૦૭



(સુબોધ વચન) (ભુજંગ પ્રયાત)

અરે આવડો તુ થયો ક્યાથિ ઘેનો મતી કયા ગમાવી બન્યો કેમ મેનો,
જરા તો જુઓ આખની જાખ લોઇ, થયા તે જવાના રહેશે ન કોઇ૦૧
વૃથા ગર્વ શા કારણે યાર આણો, વૃથા પક્ષ પોતાતણો શીદ તાણો,
જશે સર્વ જાશો તમે પ્રાણ ખોઈ, થયા તે જવાના રહેશે ન કોઈ૦ ૨
વૃથા મારૂ મારૂ કરે શીદ ભાઈ, નથી તારૂ એમા દીશે મૂરખાઈ,
નહીં સાથ આવે જશો હાથ ધોઈ, થયા તે જવાના રહેશે ન કોઈ૦૩
ઘણી સારી નારી ગુણી પુત્રી જાણી, ઉરે વ્યર્થ હર્ખાયછે શીદ પ્રાણી,
જશે પ્રાણ જાશે સગા સર્વ રોઈ, થયા તે જવાના રહેશે ન કોઇ૦૪
ગમે તેટલી જા. કરો જોગવાઇ, ગમે તો ગુફા મધ્ય બેસો ભરાઇ,
લઈ કાળ જાશે જશો નીચુ જોઇ, થયા તે જવાના રહેશે ન કોઈ૦૫
મહી માન રામા અને દામ માટે, કરો વ્યર્થ કકાસ શા કામ માટે,
જશે સર્વ રાધી રહેશે રસોઈ, થયા તે જવાના રહેશે ન કોઇ૦ ૬
ગમે તો જમો સૂખડી નિત્ય તાજી, ગમે તો રહો ખાઈને શાકભાજી,
કદી હોય ભૂપાલ કે હોય ભોઈ, થયા તે જવાના રહેશે ન કોઇ૦૭

વૃથા યાર ફાંફાં તમે સીદ મારો, હરીને જપી પાર આ નાવ તારો;
નથી તે વિના વિશ્વમાં એક સોઇ, થયા તે જવાના રહેશે ન કોઇ૦૮

——:o:——

( શ્રી હરી ભજન ) ( તોટક છંદ )

ભવમાં નથિ સાર વિચાર કરો, તજિ ક્રોધ વિરોધ સુબોધ ધરો,
મલશે નહિં માનવ જન્મ ફરી, ભજ ભાવ ધરી રણછોડ હરી૦૧

કરિ અંજન મંજન અંગવિષે, વરણાગિ કરે વિષયાદિ મિષે;
જમ હાથ જઈશ અનાથ ઠરી, ભજ ભાવ ધરી રણછોડ હરી૦ ૨

નથિ સ્વાદ વિવાદ કરીશ નહી, પલમાં બલ જોબન જાય વહી;
ભટકે શિર કાળ કરાળ અરી, ભજ ભાવ ધરી રણછોડ હરી૦ ૩

અતિ નિંદક કામ અનેક કરી, ભરિયાં ધન કંચન ધામ ભરી;
નર પાલક તસ્કર જાય હરી, ભજ ભાવ ધરી રણછોડ હરી૦ ૪

ઉરમાં પરનારિ અપાર ગમે, રતિમાં મતિની ગતિ ભારિ ભમે;
સુખ દેખ ન રેખ ખરાબિ ખરી, ભજ ભાવ ધરી રણછોડ હરી૦૫

અણધારિ જરા વય આવિ જશે, સહુસા શિર ઊપર સ્વાર થશે;
કરશે ધડ ઘેરિ દશા અધરી, ભજ ભાવ ધરી રણછોડ હરી૦ ૬

ગતિ અંગ તણી ધણિ ભંગ થશે, બળ વ્યાધિ ઉપાધિનું વ્યાપિ જશે;
બળિ જાય કળા બળ કારિગરી, ભજ ભાવ ધરી રણછોડ હરી૦ ૭

નહિ કાર કરાર લગાર રહે, વનિતા સુત વાક્ય કઠોર કહે;
ન કરીશ તું રીશ જઇશ મરી, ભજ ભાવ ધરી રણછોડ હરી૦ ૮

સુણિ શીખ નરોત્તમદાસ તણી, તજ નીચનિ સંગત પાપ ગણી;
સમજી શુભ સાર જઇશ તરી, ભજ ભાવ ધરી રણછોડ હરી૦ ૯

# શ્રી વિવિધ વિલાસ રુપ હીરાનો હાર

(શ્રી કૃષ્ણ ભક્તિ)   (દોહા)

રૂપ વૃથા વિદ્યા વિના, વૃથા સ્વચ્છ વિણ નીર,
તેમ કૃષ્ણ ભક્તી વિના, વૃથા સદૈવ શરીર૦   ૧

અવસર વિના વચન વૃથા, નીતિ વિના નરેશ,
વૃથા કૃષ્ણ ભક્તી વિના, માનવી જન્મ વિશેષ૦   ૨

વિદ્યા વૃથા વિવેક વિણ, દાન વિના ધન વ્યર્થ,
તેમ કૃષ્ણ ભક્તી વિના, માનવી જન્મ નિરર્થ૦   ૩

રાગ વિના ગાયન વૃથા, વ્યર્થ બલ વિના રીશ,
માનવી જન્મ વૃથા ઘણો, જો ન ભજ્યા જગદીશ૦   ૪

પુત્ર વિના નારી વૃથા, વૃથા વૈરીથી સ્નેહ,
વૃથા કૃષ્ણ ભક્તીવિના, માનવીનો આ દેહ૦   ૫

દીપક વ્યર્થ દીવસ વિષે, વૃથા દૂધ વિણ ગાય,
તેમ કૃષ્ણ ભક્તી વિના, વૃથા શોભતી કાય૦   ૬

સ્નેહ વિના સજ્જન વૃથા, વૃથા અધન સંસાર,
વૃથા કૃષ્ણ ભક્તી વિના, માનવી જન્મ વિચાર૦   ૭

દાન વૃથા કરણા વિના, વૃથા ગુણ વિના માન,
વૃથા કૃષ્ણ ભક્તી વિના, માનવી જન્મ નીદાન૦   ૮

વૃથા નદી વારી વિના, વૃથા વૃક્ષ ફલ હીન,
તેમ કૃષ્ણ ભક્તી વિના, વૃથા જન્મ મતિ હીન૦   ૯

ભાગ્ય વિના ઊધમ વૃથા, વૃથા ક્લેશ વ્યવહાર;
રામશ્યામ ભક્તીવિના, વૃથા જન્મ નિરધાર૦ ૧૦
જીવન વૃથા નિરૂધમી, વૃથા મૂર્ખથી વાદ;
રામશ્યામ ભક્તી વિના, વૃથા જન્મ નિસ્વાદ૦ ૧૧
વૃથા વાડવિણ વાટિકા, ધર્મ વિના આચાર;
રામશ્યામ ભક્તી વિના, વૃથા જન્મ નિરધાર૦ ૧૨
અપ્રાપ્તની આશા વૃથા, વૃથા જલ વિના મીન;
વૃથા કૃષ્ણ ભકતી વિના, માનવી જન્મ મલીન૦ ૧૩
વૃથા સરોવર જલ વિના, વૃથા સમુદ્ર સલીલ;
રામકૃષ્ણ ભક્તી વિના, વૃથા જન્મ નરશીળ૦ ૧૪
વૃથા વેલી આશ્રય વિના, વૃથા કૃપણ કર દામ;
વૃથા કૃષ્ણ ભક્તી વિના, માનવી જન્મ અકામ૦ ૧૫

—o—

## (ભજન વિના ભોપાડો) (ઇંદ્રવિજય છંદ.)

હોય કદાપિ અખંડિત પંડિત, કે કદિ હોય સુજાણ પુરાણી,
લક્ષણ લક્ષ વિચક્ષણ કે કદિ, હોય અપક્ષ પ્રમાણિક પ્રાણી;
નીતિ પરાયણ કે કદિ હોય, પ્રવીણ કલા બલ કોમલ વાણી,
જો ન જપ્યાં જગજીવન તો, જન એ સધળા સમજો ધુલધાંણી૦૧
હોય કદી કવિ કોવિદ કે, કદિ વેદ વિશારદ કે ગુણગ્રામી,
લૌકિક લાયક કે કદિ હોય, સહાયક દાયક નાયક નામી;
હોય કદી નરમાં નર ઉત્તમ, ઉત્તમ કામ વિવેક પ્રમાણી,
જો ન જપ્યા જગજીવન તો, જન એ સધળા સમજો ધુલધાંણી૦૨

—:o.—

( વચનરૂપી સોનાની જાલ પાણીમા નાખવી નહીં )

વચન સુનેરી જાનરી , મેહ્ર ઘડી સુનાર,
ઠેર ઠેર ચિત રાખકે, મત પાનીમે ડાર,
મત પાનીમે ડાર, ગઈ સો હાથ ન આવે,
પડી ખલકકે પાસ, આપકા માન ગુમાવે,
કથે સો કવીઅન કાન, અમે નહીં લાજ હુનેરી
મત પાનીમે ડાર, જાવરી બચન સુનેરી૦ ૧૦

---

( મન વિષે ) ( કવિત )

કબહુ મન રંગ તુરંગ ચઢે, કબહુ મન શોચત હૈ ધનકુ,
કબહુ ત્રિયા દેખિકે ચિત્ત ચલે, કબહુ મૃગ હોય ફિરે બનકુ,
કબહુ મન રંગમે ભંગ કરે, કબહુ દલ સાજત હૈ રનકુ,
તુલસીદાસ બિચારી કહે, કરો શાંત સદા કપટી મનકુ૦ ૧૫

---

( બન્નાર બલવાન છે ) ( દોહા )

સુનહુ ભરત ભાવિ પ્રબલ, બિલખી કહત મુનિનાથ,
લાભ હાની જસ જગતમે, જન્મ મરણ બિધી હાથ૦ ૧

હોન પદારથ હોત હૈ, બિસર જાત સબ શુદ્ધ,
જેસી લખી નસીબમે, તેસી ઉકલત બુદ્ધ૦ ૨

દુરજનકી કૃપા બુરી, ભલો સજ્જનકો ત્રાસ,
સૂરજ જબ ગરમી કરે, તબ બરસનકી આસ૦ ૩

( કછી ભાષાનાં-સવૈયા )

સપનું શરીર તેજો, કેદો અભિમાંન કરીએં,
છાતી કઢી હલે, લટકારા તુતાં લુદીરે;
કાયા બરી રખ થીંધી, કાંતાં કીડે ખાજ થીંધો,
મુરખા અજાણુ, તુંતાં રેઆ અઈએ કુદી રે;
ખાઈ પી પેટ .ભથા, હથ ફેરે ખુશી થીએ,
અનરથ ઘણા કરીએ, નથો મરે બુડી રે;
સાજંનચે ધ્રિજ નથો, ઘણું તો ગેમાર થીએં,
જોરાંણું જપાટો દીધે, તદે વેંને ઉડીરે ૦ ૪૧
ચેસ્કે બંનાએ કરે, ઘણું અભિમાંન ધરે,
સાલ ને ધુસાલા બેઓ, ફિરે બધી પટકો;
ફંધ રચે લૂટે ફુરે, વદાતા ચોવાજે ઘણાં;
સચી જિકા ચોંણુ વિને, તે કે ભરીંન બટકો;
સંત ચોંન સમજાએ, હીરો તો વિનાંઇએ હથા,
એકારી અજાણુ નર, તેંકે લગે ભટકો;
ભાજ જીઅ-તિતર મથે, કાયા મથે મોત ફિરે,
સાજંનચે દિસન નથો, કરી હલન લટકો ૦ ૪૨

---

## ॥ श्री महा मंत्र ॥

तारो आयुष जाय वृथा, नारायण नाम ले भजी;
पछी पोकें पोक रडीश, चतूर चेतीजा हजी० १



( બોલો શ્રી કૃષ્ણબલદેવકી જે )




| રૂપીઆ | નામ | નકલો |
|---|---|---|
| ૨૦ | શેઠ વલભદાસ વાલજી, હાલાઇ ભાટીઆ મહાજનનાં સેક્રેટરી ટ્રેઝર અને મેનેજર. | ૧૧ |
| ૨ | ઠક્કર કરસનદાસ કલ્યાણજી પીતાંબર | ૧ |
| ૨ | શેઠ દામોદરભાઇ સુંદરદાસ | ૧ |
| ૨ | શેઠ ભીમજીભાઇ ભગવાનદાસ | ૧ |
| ૨ | સા. નારાણજી ત્રીકમજી ઠા. રૂપજીભાઇ | ૧ |
| ૨ | શેઠ બેહારીલાલ તનસુખરાય સતસંગી | ૧ |
| ૨ | શેઠ કાશીરામ છુટીલાલ. | ૧ |
| ૨ | શેઠ શિવજીભાઇ પ્રાગજી | ૧ |
| ૨ | જોસી સુરજી વિસનજી | ૧ |
| ૨ | શેઠ કરમસી દામજી | ૧ |
| ૨ | શેઠ મુળજી આણંદજી | ૧ |
| ૨ | શેઠ ટોકરશીભાઇ વાલજી | ૧ |
| ૨ | શેઠ દેવજીભાઇ શિવજીભાઇ | ૧ |
| ૨ | શેઠ વિંદ્રાવનદાસ દામોદરદાસ | ૧ |
| ૨ | શેઠ બાલકૃષ્ણ બાપુભાઇ | ૧ |
| ૨ | શેઠ જેરામભાઇ હેમરાજ | ૧ |
| | | ૧ |

# * મારી મહાદેવી માતુશ્રીનો વૈકુંઠવાસ. *

શ્રીકૃષ્ણ પરમાત્માની મનોહર માયાના વિચિત્ર વિલાસમાં મારી માતુશ્રી, પોતાની પિસ્તાલિસ વર્ષની જીવતી જીંદગીને કેવળ પરમેશ્વરની પ્રેમલક્ષણાભક્તિ વડીયે સફળ કરીને, અમો સર્વે બાળકોને સદ્બોધ યુક્ત આનંદકારક આશિરવાદ આપતાં, અખંડસૌભાગ્ય અને શુદ્ધ સત્વસ્થિતી સહવર્તમાન, સંવત૧૯૪૩ નાં માર્ગશિર્ષ વદિ ૧૪ ને શુકરવારના ચડતા પોહોરમાં ૧૧) વાગતે ઉત્તરાયણ સૂર્યમંડલદ્વારા શ્રી વૈકુંઠવાસી થયા છે. હે નારાયણ !! એવી માતુશ્રીઓ સર્વેની થજો.

## જાણવા લાયક ખુલાસો.

૧ રીઅલ ટાઈમસર આ ચોપાન્યુ ભાઈઓની હજુરમાં નિવેદન કરવાને, મને અતિશય ઉત્કંઠા રહ્યા કરેછે, અને મોડું થાયછે માટે મારો જીવ પણ અંદરથી ઘણુએ કોચવાયછે, પરંતુ દીવાળી પછી શ્રી પંચવટીમાં ઘણા દીવસો નિવાસ થવાથી, અને સમયાનુસાર ઓસડ વાસડ વિગેરે શ્રી ગ્રહસ્થાશ્રમ ધર્મને લગતા અગત્યનાં કાર્યોમાં એકાએક રોકાવાથી, એમ પણ બની જાય છે, માટે વિવેકી સુજ્ઞ સજ્જનો ક્ષમા કરશો.

૨ ગ્રાહક થવાને જેને અંતરમાંથી સંપૂર્ણ પ્રેમ હોય, તેઓએ નીચે પ્રમાણે શિરનામું કરીને પોસ્ટપેડ પત્ર લખવા તસ્દી લેવાની સાથે પાસ ૧૨નાં રૂ.૨) જમે કરાવવાની કૃપા કરવીજી.

**ભીમજી વિ૦ પુરૂષોત્તમ.**


ઠેકાણું.- શેઠ ઠાકરસી મુલજીની ઑફિસમાં
કોટ હમમસ્ટ્રીટ મુંબઈ.

॥ॐश्री आनद स्वरूपायनम ॥



श्री



# આનંદ સાગર






THE OCEAN OF PLEASURES

વર્ષ ૧ લુ   આકટોબર ૧૮૮૬   તરગ ૧૦ મે

## श्रीप्रसगानुक्रम दर्शन



(પાનુ તો ફેરવો)

( બોલો શ્રી કૃષ્ણચંદ્રકી જે. )

## * ॥ श्रीमगलमणी ॥ *

---

### ( श्री आनद दर्शन )  ( दोधक छद )

आनद आनद आनद दाता। आनद आनद आनद वेत्ता ॥
आनद आनद आनद श्रोता। आनद आनद आनद वक्तर ॥१॥

---

### (श्री कृष्णभक्ति महामत्र) (त्रिभगि छद)

સુદર ગોપાળ, ઊર વનમાળ,
નયન વિશાળ, દુ ખ હુર,
વૃદાવન ચદ આનદ કદ,
પરમાનદ, ધર્નિ ધાર,
વલ્લભ ઘનશ્યામ, પૂરીત કામ,
અતિ અભિરામ, પ્રીતી કર,
ભજ નદકુમાર, સબ સુખ સાર,
તત્વ વિચાર, બ્રહ્મ પર૦  ૧

આ મહામત્રનો અત કરણમા નિરતર ધ્યાન રાખવાથી, પરમ બ્રહ્મપદની પ્રાપ્તિ, એટલે સર્વ દુ ખોની નિવૃત્તિ થાય છે

॥ ॐ श्री कृष्णार्पण ॥

---

( શ્રી નારાયણ સ્તવન ) ( રાગ સમયાનુસાર )

જે જે નારાયણ બ્રહ્મ પરાયણ, શ્રીપતિ કમલા કથં૦ ટેક.
નામ અનંત કાંહાં લગી વરણું, શેષ ન પાવત અંતં ;
શિવ સનકાદિક અરૂ બ્રહ્માદિક, નારદ ધ્યાન ધરંતં૦ જેજે૦ ૧
મચ્છ કચ્છ વારાહ નરસિંગ, વામન રૂપ ધરતં ;
ફરસરામ શ્રી રામચંદ્ર ભયે, લીલા કોટિ કરંતં૦ જે જે૦ ૨
ખેલત ગેંદ ગિરી જમુનામેં, તા પર કૂદ પરંતં ;
પેસી પાતાળ કાલીનાગ નાથ્યો, ફણીપેં નૃત્ય કરંતં૦ જે૦ ૩
બલભદ્ર હોયકે અસુર સંહારે, કંસકે કેશ ગીરંતં ;
જગન્નાથ જગકે ચિંતામણી, બેઠ રહે નિશ્ચિંતં૦ જે જે૦ ૪
દશવિધી રૂપ ધર્યો વસુનંદન, લીલા કોટિ કરંત;
દશમ સ્કંધ ભાગવતં ગાવે; સૂર ચરણ ભગવતં૦ જે જે૦ ૫

———o:o———

( શ્રી કૃષ્ણ ધ્યાંન ) ( રાગ પ્રેમપ્રભાત )

ધ્યાંન ધર હરિ તણું, અલ્પમતિ આળસૂ;
જે થકી જનમનાં દુઃખ જાયે;
અવર ધંધો કરે, અરથ કાંઇ નવ સરે,
મોજ દેખાડીને મૃત્યુ વ્હાયે૦ ધ્યાંન ધર૦ ટેક. ૧
સકળ કલ્યાંણ શ્રીકૃષ્ણનાં ચરણમાં,
શરણ આવે સુખ પાર ન્હોયે;
અવર વેપાર તું મેહેલ મિથ્યા કરી,
કૃષ્ણનું નામ તું રાખ મ્હોયે૦ ધ્યાંન ધર૦ ૨
પટક માયા પરી, અટક ચરણે હરી,
વટકમાં વાત સુણતાંજ સાચી;

આશાનુ ભવન આકાશ સુધી રચ્યુ,
મૂઢ એ મૂળથી ભીંત કાચી૦ ધ્યાન ધર૦   ૩
અંગ જોબન ગયુ, પલિત પિંજર થયુ,
તોય બનતુ નથી કૃષ્ણ કેહેવુ,
ચેત રે ચેત દિન ચાર છે લાભના,
લીધુ લે કાવતા રાજ લેવુ ૦ ધ્યાન ધર ૦   ૪
સરસ ગુણ હરિ તણા, જે જનો અનુસર્યા,
તે તણા સુજશ તો જગત બોલે,
નરસીંઆ રંકને પ્રીત પ્રભુસુ ઘણી,
અવર વેપાર નહીં ભજન તોલે૦ ધ્યાન ધર૦   ૫

——o——

( શ્રી હરી સ્મરણ )   ( રાગ પ્રેમપ્રભાત )

હરિ હરિ રટન કર, કઠિન કળિ કાળમા,
દામ બેસે નહિ કામ સરશે,
ભક્ત આધીન છે શ્યામ સુંદર સદા,
તમારા કાર્ય સહુ સિદ્ધ કરશે૦ હરિ હરિ રટન કર૦ ૧
અલ્પ સુખ સાટ, શુ મૂઢ ભૂલો ફરે,
શીશ પર કાળ બહુ દંત કરડે,
પામર પલકની ખબર તુજને નહિ,
મૂઢ શુ જોઈને મૂછ મરડે૦ હરિ હરિ રટન કર૦
પ્રૌઢ પાપે કરી બુદ્ધિ પાછી ફરી,
પરહરી મૂળ, તુ શાખ વળગ્યો,
ઈશને ઈરશા છે નહીં જીવ પર,
આપણે અવગુણે એજ અળગો૦ હરિ હરિ રટન૦ ૩

परपंच परहरो सार दृष्टिये धरो,
उच्चरो हरि मुखें अचळ वाणी;
नरसीआं हरि तणी भक्ति भूलीश मां,
भक्ति विना बीजुं धूळधाणी० हरि हरि रटन० ४

———0:0:0———

## * श्री परम प्रश्नोत्तर मणी. *

प्रश्न—मनुष्य जन्म पामीने क्षणभंगुर आयुष्यमां पोतानुं कल्याण केवी रीते करी लेवुं?

उत्तर—ध्यानमां राखो.—

॥ श्लोक ॥

किं वित्तेन किमिंद्र लोक गमनात्, किं तीर्थ संभ्रांतितः ।
किं विद्याभ्यसनात् किमन्नि यशसा, किं कल्प संजीवनात् ॥
किं पाखंड जनापमान जनिता, वेदाभिमाना द्वथो ।
नोचेदात्मपदं विकल्प रहितं, विज्ञान मभ्यिनसवे ॥ १ ॥

भावार्थ—एक तीर्थने कांठे जुदा जुदा मुलकोना पंडितो, परम परमार्थ प्रसंग निरूपण करवामां परस्पर गुंथायला हता; एक जणनुं केवुं एम थयुं के, दुनीयामां सर्वथी सर्वोपरी पदार्थ केवळ धन छे, केमके ते सर्व प्रकारना सुखनुं मुख्य मूळ छे, जेने वास्ते आखुं जगत प्रसिद्धपणे प्यार करे छे; बीजो बोल्यो के, इंद्रलोक एटले स्वर्गनुं सुख सर्वोपरी छे; त्रीजो बोल्यो के, सर्व तीर्थोमां स्नान करवुं एज सर्वोपरी छे; चोथो बोल्यो के, सर्वोपरी वस्तु तो विद्या छे, जेनाथी सर्व सुखरूपता

સિદ્ધ થાય છે, પાચમુ બોલ્યોકે, દુનિયામા યશ વધુ એજ ઉત્તમ છે, છઠો બોલ્યો કે, છેક મહાપ્રલય પર્યંત જીવીને મોજ કરવી એજ ઉત્તમ છે, સાતમો એક શાસ્ત્રી બોલ્યો કે, પાખંડ મતોનો ખંડન કરીને વેદાભિમાની થવુ એજ ઉત્તમ છે એવી રીતે સર્વ કોઈ પોતાની સમજણ પ્રમાણે સિદ્ધતા દર્શાવતા હતા, પણ સર્વોત્તમ શુ છે, એ વાતનો નકી નિકાલ કોઈ થકી પણ થયો નહીં, છેવટે સાતે જણા સાથે મળીને એક અનુભવી મહાત્મા પાસે ગયા, અને પોતાના વિચારો જાહેર કરી ખુલાસો મેળવવાને સાતે જણા પોતપોતાના મતને ઉત્તમ વિચારીને વિનય કરવા લાગ્યા, સાતે જણનુ જુદુ જુદુ બોલવુ, આ મહાત્માને ઉત્તમ જણાયુ નહી ત્યારે ઉપરનુ શ્લોક બોલીને સર્વને શાતવના કરી કહ્યુ કે, સાભળો, ધનમા ઘણા અનાર્થો રહેલા છે, અને સ્વર્ગવાસી અમૃતના પીવાવાળા પૃથ્વિપર પાછા પડેછે, તેમ તીર્થોમા ફરવુ, વિદ્યાભ્યાસ, યશ અને મહાપ્રલય સુધી જીવવુ, તથા વિવાદોદ્વારા પારકાઓનુ પરાજય કરવુ એ સર્વ પ્રકારના આગ્રહો કરતા, પોતાનુ કલ્યાણ તરત કરી લેવાને મુખ્ય ઉપાય એજ છેકે, જેને વિષે પ્રાપચિક વિકલ્પ લેશ માત્ર પણ સ્પર્શ કરતો નથી, એવા નિર્વિકલ્પ સ્વરૂપ શ્રીભગવાનને, આ મનુશ્ય જન્મ પામીને જો ઓળખ્યા નહી તો સર્વ કરેલુ નિશફળ સમજવુ, કેમકે બીજા સાધનોથી સાક્ષાત ભગવત્ પદની પ્રાપ્તિ થતી નથી, તો, તેઓને સર્વોપરી જાણવી કહેવી ઘટતી નથી

# * શ્રી પતિવ્રતા પારસમણી. *



શ્રી કલ્યાણપુરના ધર્માત્મા રાજા દુષ્ટદમનની રાજસભામાં, શ્રીશિવદત્તનામના ઋષીએં, અત્યંત અસરકારક એવુ પરમપવિત્ર શ્રીપતિવ્રતા ધર્મનું પ્રમાણસહિત વિવેચન વર્ણન કરેલુ સાંભળી સાંભળીને વિવેકી સભાસદો સહવર્તમાન રાજા દુષ્ટદમન અને રાણીઓ વારંવાર પ્રસન્ન થતા અને એજ પ્રસગ પેટ ભરીને શ્રવણ કરવાને ઉત્કંઠિત રેહેતા હતા;તેમજ શ્રીઆનંદ સાગરનાં ગુણી ગ્રાહકો પણ ઘણુકરીને આ મજકુર પ્રસંગ ધ્યાનમાં લેવાને પ્રસન્ન થતા હશે.

સભાનો ઠેરવેલો સમય થતાં, સર્વ કોઇ બિરાજમાન થએલા પ્રેમીજનો, તદાકાર દૃષ્ટિથી સભાચાર્ય શ્રીશિવદત્તઋષીનાં સન્મુખ જોતા થકા સ્તબ્ધ થઈ રહેલા હતા, એટલામાં મહા રાજાધિરાજ, પરમ નમ્રભાવથી પ્રણામ કરીને વિનય કરેછે કે, હે ઋષીરાજ! આપના અમૃતરૂપ ધર્મવાકયો શ્રવણ કરીને વારંવાર ધન્ય છૈએ ;આ સમયનેવિષે સર્વસુખનું મૂળતત્વ શ્રીપતીવ્રતાધર્મનું વિસ્તાર શ્રવણ કરવાને ઉમેદવાર છૈયે, એટલું સાંભળતાં મહામતિ મુનિરાજ કહે છે કે,

હે રાજન ! શ્રી પતિવ્રતા સ્ત્રીની યોગ્યતા, એક ઉત્તમ મહાપુરૂષ જેવી ગણાયલી છે; પરંતુ તેવી યોગ્યતા પામવાને વાસ્તે પ્રથમ પતિવ્રતાપણું યથાર્થ પાલન કરવું જોઈયે, અને તેનાં નિયમો ધ્યાનમાં રાખવા જોઇએ; પતિની સાથે પ્રેમભાવથી ઉત્તમ કર્મોમાં નિરંતર જોડાયલી રહીને વર્તનારી સ્ત્રી, જે મનોકામનાને મારીને, પોતાના સ્વધર્મમાં નિષ્ઠાવાન હોયછે, જેને કદાપી કુટીલ કર્મોનો મનમાં લેશ માત્ર પણ સંકલ્પ થતો નથી. વળી મને,કરમે,અને વચને કરીને, જે સ્ત્રી પોતાના પતિનો નિરંતર સત્કાર

( આદર ભાવ ) કરેછે તે સ્ત્રીને પતિ સહવર્તમાન ઉત્તમ એવા બ્રહ્મલોકની પ્રાપ્તિ થાય છે,વળી સ્ત્રીવર્ગમા તે ઉત્તમ ગણાય છે એક સત્યવાન નામે રાજાની પટ્ટરાણી નામે સાવિત્રી પતિવ્રતા, જણે પોતાના ધર્મબળ વડીયે યમરાજ પાસેથી, પોતાની સાસુ અને સસરાના દીવ્ય નેત્રો, અને રાજ્ય મેળવ્યા, પોતાના પિતા નામે અશ્વપતિના સો પુત્રો મેળવ્યા, ચાર સોટો વર્ષની પોતાના પ્રીય પતિની આયુષ્ય મેળવી, અને પોતાને વાસ્તે એક સોહો પુત્ર, વિગેરે યમરાજ પાસેથી પોતાના ધર્મબળથી મેળવ્યા, તે ઉપરાત મહાન કાર્યો સિદ્ધ કરવાને સમર્થ હતી, પણ તે કેવળ પતિના આશીરવાદ થકીજ હજીસુધી જેઠ વદ અમાવાસ્યાને દીવસે "વટ સાવિત્રી" નામનો વ્રત ઘણી સ્ત્રીઓ રાખે છે, અને સાવિત્રીની સ્થાપના કરીને વિધી સયુક્ત પૂજા પણ કરે છે આ વાતનો વિસ્તારથી વર્ણન, શ્રીમહાભારત શાસ્ત્રમા વનપર્વમા વિશેષ ખુનાવટથી લખેલો છે, જે ઊપર સાવકાશ ધ્યાન આપવા ઇરાદો રાખેલો છે એવીજ રીતે પતિસેવાને વિષે નિષ્કપટ પ્રીતીવાન પતિવ્રતાઓ આ લોક અને પરલોકને વિષે મહાન કીર્તિને મેળવે છે, જેમ અરૂધતિ, સુદતી શ્રી સીતાજી શ્રી રૂખમિણીજી, મદાલસા, વિગેરે મૈનઈ અને ચૂડાના પતિવ્રતાઓની પવિત્ર કીર્તિના સુદર સરોદો, પૃથ્વીના તમામ ભાગમા અને બ્રહ્મલોક સુધી પ્રસિદ્ધ પણે પ્રકાશમાન છે

જે સાધ્વી સ્ત્રી હમેશને વાસ્તે પોતાના સ્વધર્મ રક્ષણ સબધી પુરૂષાર્થમા તત્પર હોયછે,તે પોતાના પતિને મોટોટા દેવતાઓ સમાન અથવા તેથી પણ ઉત્તમ યોગ્યતાને પમાડે છે તેવી સ્ત્રી સર્વદા સૌભાગ્યવતી રહે છે, અને વળી ધન, સતાન,

સંયુક્ત રહે છે; રૂપવાન, આરોગ્યવતી ( નિરોગી ) રહેછે, અને સંસારના સર્વ સુખોને ઉત્તમ પ્રકારેં નિર્ભય થઇને ભોગવે છે. અને નકી જાણવું કે તે વિધવાપણાને પ્રાપ્ત થતી નથી.

ઉપર વર્ણન કરેલા શ્રીપતિવ્રતા ધર્મના વિવર્ણથી વિરૂધ વરતનારી એટલે પતિની આજ્ઞા નહીં પાલન કરનારી કુલટાઓ, જ્યાંસુધી સૂર્ય અને ચંદ્ર હૈયાત છે, અર્થાત મહાપ્રલ્ય સુધી, મહા અઘોર નરકમાંજ રહે છે; અને તેવી સ્રીઓની સદ્ગતી થવાનો સંભવ પણ સમજવો નહીં, કેમકે તે સદ્ગતી પામવાના સાધનથી બહિરમુખ થઈ માટે.

જેમ ચંદ્રમાં વિનાની અંધારી રાત્રી, અમંગળરૂપ ગણાય છે તેમ એક પતિ વિનાની વિધવા સ્ત્રી અમંગળ ગણાય છે; અરે! માત્ર એક પતિ વિના તે સ્ત્રી રંડા કેવાય છે; પણ જે સ્ત્રી પતિવ્રતા હોય છે, તે વિધવા થતી નથી. સાક્ષાત સૌભાગ્ય સ્વરૂપ પતિની સેવાને મુકીને, કેવળ અજ્ઞાનથીજ બીજા વ્રતાદિક અને ગુરૂ કરવામાં ઘણી સ્ત્રીઓ ફાંફાં મારે છે, સ્ત્રીઓને વાસ્તે તેઓનો પતિ એજ પરમેશ્વર છે, પતિથી જે સ્ત્રીઓએ વિરોધ કર્યું, તેઓ મહાદુઃખરૂપ નર્કને પ્રાપ્ત થએલીઓ છે, જેની હજારો કથાઓ જગતમાં અને પુરાણોમાં પ્રસિદ્ધ છે. તેવો એક દાખલો એ કે, જૈમુની પુરાણમાં ઉદ્દાલક રૂષીની ચંડીશિખા નામે સ્ત્રીનો વૃત્તાંત વિસ્તારથી લખેલો છે; ટુંકામાં એટલુંજ કે, સ્ત્રીઓનું કલ્યાણ, કેવળ પતિવ્રતા ધર્મ રક્ષણ થકીજ થાય છે. પતિવ્રતાપણું સિદ્ધ થવા માટે, પુરૂષોએ સ્ત્રીની સાથે કેવી રીતે વર્તણુક રાખવી, તેવિષે આવતા અગીઆરમાં અંકમાં ખુલાસો લખવામાં આવશે.

* ॥ નારાયણ ॥ *

# શ્રી વિદ્યાની શ્રેષ્ઠતા રૂપી મણી

(સર્વદા સુખી રેહેવાનો સંતોષકારક સુંદર વિચાર)

શ્રી વિદ્યાની યોગ્યતા અત્યંત કરીને સર્વોપરી પદવી ધરાવે છે, એવાત વિદ્યાના રસિકજનોને જાણીતીછે, શ્રી વિદ્યારૂપી સત્ શાસ્ત્રોદ્વારા, સર્વદા સુખી રેહેવાના સંતોષકારક સુંદર વિચારોને લગતી, ઉત્તમ એવી અંતઃકરણને આકર્ષણ કરનારી અનેક યુક્તિઓ જાણવાને મુખ્યત્વે કરીને પુરૂષાર્થ કરવો જોઈએ

છેવા નવમા તરંગ સુધીમાં ચક્રવર્તિ મહારાજા શ્રી વીરવિપશ્ચિતનો આનંદકારક આખ્યાન ચાલી રહ્યો છે જેમાં છેવટે એવું વાચી આવ્યા છૈયે કે રાજાનો પરમ બુદ્ધિમાન મહામંત્રી, શ્રી રત્નાગર સાગરને કિનારે, સાક્ષાત મોક્ષદાયક એવી ભગવમય જ્ઞાનચર્ચા ચલાવી રહ્યો છે જે સાભળીને મહારાજા વિગેરે વિવેકી સભાસદો વારંવાર પ્રસન્ન થાય છે.

જ્ઞાનમંત્રી કહે છે કે હે ભમરા! તું કમલને જોઈ કરીને શું પ્રસન્ન થયા કરે છે? પ્રસન્ન ત્યારે થવું વાજબી છે કે, જો વસંત ઋતુ હોય, હમણાતો વર્ષાકાળનો સમય છે, તેથી કમળના કુસુમની શોભા ખડાના વર્ષાદથી જતી રેહેવાની, હેરાજન! તેમ ભમરા રૂપે જીજ્ઞાસુજનો એટલે સતસંગીઓ સમજવા, તેઓનેજ વાસ્તે આ વિચાર સમજવો હે સતસંગી મુમુક્ષુ! આ જગતના જે પદર્થ તને સુંદર માલમ પડે છે, તેને જોઈ કરીને પ્રસન્ન થવું તને યોગ્ય નથી, કેમકે, પ્રસન્ન ત્યારે થવું યોગ્ય ગણાય કે,

જ્યારે એ સુંદર પદાર્થો સાચા હોય; પણ એ પદાર્થો માયાના રચેલા છે અને મિથ્યા છે, જેનો અનુભવ આપણને પ્રત્યક્ષ છે; માટે એ પદાર્થોમાં આસક્ત અજ્ઞાની, જેઓ પરમેશ્વરની ભક્તિથકી વિમુખ છે, તેઓનો ત્યાગ કરીને સજ્જન અને સતપુરૂષોનાં મંડળમાં બેસ; જેમ કાગડો કદીક હંસની મંડળીમાં બેઠો હોય, તોપણ તેનુ મન પોતાના પ્યારા એવા ભ્રષ્ટભોજનનું ભજન કરે છે, અને હંસના ઉત્તમ આહાર તરફ જોતો પણ નથી, તેમ બહિરમુખ અજ્ઞાની જીવ કદાચિત સતસંગ મંડળીમાં જઈને બેસે છે, તોપણ તેનું ચિત્ત વિષયોની તરફ ભ્રમણ કર્યા કરે છે, કેમકે સતસંગ કરવાને તેનામા યોગ્યતા આવેલી હોતી નથી. કોએલ પક્ષીનાં બચા કાગડાને પોતાના જેવા જાણીને તેની પાસે વિશ્વાસથી બેસે છે, તો કુસંગને લીધે કાગડાની માફક ભ્રષ્ટાચરણવાળા થઈ જાય છે. તેમ સજ્જનો જો મુરખાઓનો સંગ કરે છે, તો બહિર-મુખની સોબતથી તેવા સારાને પણ માઠો પાસ લાગી જાય છે; માટે વર્જન કરેલું છે કે, અરે સજ્જન ! તું મૂર્ખ અજ્ઞાનીઓની સોબત સાતહજાર કોશ દૂર મુકી દઈને, સદાકાળ સતસંગને વિષે બેસ; કેમકે જેમ કોયલના બચાને કાગડાઓ સુખદાયક હોતા નથી, તેમ મૂર્ખોનો એટલે વિષયી જનોનો સંગ સજ્જનોને વાસ્તે સુખદાયિક નથી.

જ્ઞાનમંત્રી કહે છે કે, હે ઈલ પક્ષી ! તુ કેમ હંસની રીસ કરે છે ? જો કે તું બહુજ ઊંચે ઊડે છે, પરંતુ હંસમાંનો એક ગુણ તારામા નથી; કેમકે જ્યારે તું પૃથ્વીપર પડેલા માંસને જુએ છે, ત્યારે તુ નીચે આવી પડે છે, તેમ હંસ કદાપી તારા જેવી તુચ્છ બુદ્ધિ ધરાવતાજ નથી. આ વાતનો સિદ્ધાંત એવો

છે કે, તેમ જે મૂર્ખ જનો છે, તેઓ સજ્જન સતપુરૂષોની મા ફક ઉત્તમ કર્મ તો કરે છે પણ વિષયોમા આસક્ત હોય છે, તેથી અનેક અનર્થો કરીને કરેલા ઉત્તમ કર્મોની ધુળધાણી કરી નાખે છે, તેમ વિવેકી સતસગીઓ વિષયોમા ફસ્તા નથી, જો ફસ્તા હોય તો સમજવુ કે તેઓ સપૂર્ણ વિવેકીઓ નથી

વળી, મહામત્રી બગના તરફ જોઈને કહે છે કે હે બગના ! તુ હસની રીસ કેમ કરે છે ? પોતાના પ્રાખડ કર્મને છુપાવીને હસનીપેઠે પોતાને ઉજ્વલ સમજે છે ? પણ માછલીને જોતા વારજ તેની સાથે વિશ્વાસઘાત કરે છે, એવા તારામા મહાન અવગુણો છતા તુ હસની રીસ કેમ કરે છે ? હસ પક્ષીઓ તો માનસરોવરને વિષે ઉત્તમ એવા મુકતાફળોનો આહાર, કરે છે, અને તુ તો મલીન તૃષ્ણા વડીયે પાપીષ્ટ થયો થકો પોતાને હસ કરીને માને છે, તેમજ અજ્ઞાની જીવ વિષયોની તરનામા ડુબેલા હોય છે, અને પોતાના મનથી જ્ઞાનીપણાનો અભિમાન ધરાવે છે, તેઓએ સારીપેઠે ધ્યાનમા રાખવુ કે, જે જ્ઞાનવાન છે, તે વિવેક અને પ્રેમભક્તિ વડીએ પરમ તૃપ્ત હોય છે, તેમ વિષય ચિતનમા પ્રીતીવાન હોતા નથી પણ પરમેશ્વર ચિતનમા પ્રીતવાન રહ્યા થકા પ્રસન્ન હોય છે તેવા પુરૂષોના હૃદયમા સદ્ગુણો પોતાનુ આશ્રય કરે છે અને એવા જ્ઞાનવાન પુરૂષો અતિશય કરીને દુર્લભ હોય છે તેવા સતસગ વિના માયાવિ જીવોનુ મોક્ષ થવુ પણ અતિશય કરીને અસભવ છે

હે રાજન ! જેમ ચદ્રમુખી કમલ ચદ્રમાને જોઇ જોઇને પ્રફુલ્લિત થાય છે, તે શિવાય થતો નથી, તેમ બુદ્ધિની શોભા

પણ ત્યારે સમજવી, કે જ્યારે જ્ઞાન અને વિજ્ઞાન પ્રાપ્ત થાય; તે જ્ઞાન પારમાર્થિક એટલે પરમેશ્વરની પ્રાપ્તિ સબંધી હોવો જોઇએ, તે શિવાય બુદ્ધિ પ્રફુલ્લિત થતી નથી. જેમ મોહોટા મોહોટા સુગંધીવાલા વૃક્ષોનું મહાતમ્ય ભમરાઓજ જાણે છે, તેમ પારમાર્થિક આનંદામૃતનો અનુભવ ઉત્તમ જ્ઞાનવાનોનેજ હોય છે. તે શિવાયનાં આવા ઘણા; કેઃ—

મુખમે રામ, બગલમેં છુરી;
બાતાં બડી, ઓર નજરાં બુરી.

ટુંકામાં એટલુંજ કે, પોતાના કલ્યાણની ઇચ્છા કરનારે પાખંડ તરફ પગલું ભરવું નહીં.

પંડિતરાજ કહે છે કે, હે ભાઇ ધનરાજ! આ પ્રમાણે વિદ્વાન મંત્રીએ મહારાજા વીરપશ્ચિતની પાસે જ્ઞાનચર્ચા નિરૂપણ કરવા બાદ કહ્યું કે, હે રાજન! પરમેશ્વરની નીતિ મુજબ હવે આપણને રાજ્યની વ્યવસ્થા તરફ લક્ષ આપવો જોઇએ; મહારાજાએ આટલી સુચના સાંભળીને તરતજ વ્યવસ્થા સબંધી નવા કાયદાઓ અને તેને અમલમાં આણવા વાસ્તે લાયકીદાર સજ્જન કારભારીઓની નેમણુંક કરીને રાજા કહે છે કે, મારા પ્યારા મંત્રીઓ! આપણે દિગવિજય કરીને પરમેશ્વરની પ્રસન્નતાથી ચક્રવર્તિ રાજ્ય નિષ્કંટકપણે સિદ્ધ કર્યું છે. સાત દ્વીપ અને સાત સમુદ્ર સુધીમાં તો આપણી સત્તા પસરી છે; પણ સાત દ્વીપ અને સાત સમુદ્રને પાર શું શું છે, તે જોવાની મનમાં ઉત્કંઠા ઉત્પન્ન થઇ છે. એટલું બોલીને સ્નાન કરવા બાદ શ્રી અગ્નિદેવતાનું આવાહન કરવાથી, પ્રત્યક્ષ દર્શન આપવાની

સાથે, વર ન માગવાનું કૃપાકટાક્ષ દેખાડવાથી રાજા કહે છે કે હે ભગવન! મારી ઇચ્છા પરમેશ્વરની માયા જોવાને ઉત્કંઠિત વએની છે, તે આપની કૃપાથી સંપૂર્ણ થવાને આશા રાખું છું પણ હે દેવ! સાત સમુદ્રો અને દ્વીપોથી પાર શું શું છે તે એજ શરીરથી જોઇ શકું, જ્યારે અને જ્યાં જ્યાં એ શરીર ચાલવાથી રહિત થાય ત્યારે મંત્ર સત્તાથી જાઉં, જ્યાં મંત્રની પણ ગમ ન ચાલે ત્યાં સિદ્ધતા વડીએ જાઉં, અને જ્યાં સિદ્ધતા પણ ન ચાલે, ત્યાં મનના વેગવડીએ કરીને જાઉં, પણ એ માયા તનની મુસાફરીમાં શરીર પાત ન થાય, અને રોગી પણ ન થાય એવું વરદાન માગું છઉં આ પ્રમાણેનો વરદાન પોતાના પરમ ભક્તને આપીને, જેમ સમુદ્રમાંથી ઉઠેલો તરંગ સમુદ્રમાંજ શાંત થઇ જાય છે તેમ શ્રી અગ્નિદેવ અંતર્ધ્યાન થઈ ગયા વરદાન પામવાથી રાજાના શરીરમાં દેવતાઇ શક્તિએ પ્રવેશ કરવાથી રાજ્યની લગામ પોતાના પ્યારા મંત્રીઓને સોપતી વખતે, જેટલા મુખ્ય મંત્રીઓ હતા તેઓ અતિશય દિલગીરીથી કહેવા લાગ્યા કે, હે રાજન! તમોએ આનું તે શું નિશ્ચય કર્યું છે? ઇશ્વરની માયાનો અંત કોઇ પણ પામ્યો નથી, ને જેણે પામવાની પ્રાર્થના કરી છે તેઓ પાછળથી પસ્તાયા છે, માટે તમો પણ દુઃખરૂપ આગ્રહ મુકી દઈને ચાલો આપણી રાજધાનીમાં, રાજાએ મંત્રીઓના વાક્ય સાંભળ્યા કીધા, પણ પોતાનો નિશ્ચય ન છોડતા સર્વેને શાંતવન કરીને, માયા વિનાસની મુસાફરીમાં નીકળી પડ્યા, મંત્રસત્તા, સિદ્ધતા, અને મનોવેગ વડીએ કરીને, સાત દ્વીપો અને સાત સમુદ્રોને જોયા અને માયાનો સ્વભાવ દુઃખરૂપ છે તેથી અનેક કષ્ટોનો અનુભવ થતા

તજો મદ લોભ ચતુરાઈ, રહો નિસ્સંગ જગ માંહી;
કુટુંબ સુત જાતિ ધન દારા, સો એક દિન હોયગા ન્યારા૦ સુ૦ ૩
સદા ન રહે યે નર દેહી, લગાલે રામસે નેહી,
કહે ગંગાદાસ જન તેરા, કટેગા પાપ જમ ગેરા૦ સુનો૦ ૪

---

( સતસંગ મહિમા ) ( રાગ ઠમકતી ઠુમરી )

સતસંગ બિના જીવ તલખે, મેં તો જાઈ પડી રે ચોરનકે નગર૦ ટેક
સતસગતમે લાભ ઘણેરો, તુરત મિલાવે હરિસેં૦ મે તો૦ ૧
મનખા જનમ ફેર નહી આવે, લખ ચોરાસીમેં ભટકે૦ મે૦ ૨
હાથસે હીરા ડાર દીયા હે, મુઠડી ભરીરે કંકરસેં૦ મે તો૦ ૩
યહ સંસાર વાડકોહી કાંટો, ફુંકફુંક પગ ધરકેં૦ મે તો૦ ૪
ચંદ્રસખી ભજ બાળકૃષ્ણ છબ, સુરત લગાઓ ઉન ધરસે૦ મે૦ ૬

---

( કરમ ગતિ ) ( રાગ ભેરવી )

કરમ ગતિ ટારી નાંહી ટરે, ( બેવાર ) ટેક.
કહાં રાહુ અરૂ કહાં રવી સશી, આન સંજોગ પરે૦ કરમ૦ ૧
વસિષ્ટ સરીખે પંડિત ગ્યાંની, ગિન ગિન અંક ધરે૦ કરમ૦ ૨
સીતા હરન મરન દશરથકો, વિપતમે બિપત પરે૦ કરમ૦ ૩
પાંડવકે હરી હોતે સારથી, બન બન ભટક ફિરે૦ કરમગતિ૦ ૪
તીન લોક સબ ભાવીકે બસ, કાહુસેં ના ટરે૦ કરમગતિ૦ ૫
સૂરદાસ હોની સો હોવે. મૂરખ સોચ મરે૦ કરમગતિ૦ ૬

---

( તરત તરવાનો ઉપાય ) ( રાગ દેશી )

ભાવમે કોરે ભજન હેતમે કરે,
આ તો અપનુ છે સમાર ભજન ભાવમે કરે૦ ટે.
ભાવ ધરી ભગવતને ભજો, પ્રપંચ પરહરે,
સહુ પેહેના સમારમા પ્રાણી, સુખે તો તરે૦ ભાવમે૦ ૧
એક તો આતમ રામ હૃદયમા, અખંડ ઓચરે,
સતગુરૂ સંત સેવ્યા વિન્યા, નિશ્ચે ના તરે૦ ભાવમે ૦ ૨
કાલનુ જોખમ ભારી તેને, રખીને ડરો,
ચેતીને તમે ચાલજો આગળ કામ છે ખરા૦ ભાવમે૦ ૩
સતગુરૂના વચન તમો, ધ્યાનમા ધરો,
દાસ વેરાના સ્વામીને ભજો, ભુના કા ફરે૦ ભાવમે૦ ૪



( ત્રશ્નાનો ત્યાગ ) ( રાગ બાલામે જોગી જશ ગાયો )

ત્રશ્ના તુ ન ગઇ મેરે મનસે, (બેવાર)
ફેર ફેર તો કુ સમુજાયો, છુરે ન કોટિ જતનસે, ત્ર૦ ટેક ૧
પાંઢ કેશ જનમકે આથી, જોત ગઇ નેનનસે,
પગ થાકે કર કંપન લાગે લાજ ગઇ લોકનમે૦ ત્રશ્ના૦ ૨
ટુટે દશન બચન નહી આવત, શોભા ગઇ મુખનમે,
શ્રવણ ન સૂજે બચન કાહુકે, બન જો ગયો ઇંદ્રિનસે૦ ત્રશ્ના૦ ૩
વાત પિત કફ આન અરોગી, સુતહુ બોલાવત ક્રસે,
ભાઇ ભતીજા પ્રેમ પીઆરા, નાર નીકામત ધરસે૦ ત્રશ્ના૦ ૪
પ્યારે ત્રીભુવન નાથ ભજી લે, લોભ ન કર પર ધનસે,
તુલસીદાસ કાહુસે ન મિટે, બિન હરીભજન કીએસે૦ત્ર૦ ૫

# શ્રી વિવિધ વિલાસ રૂપ હીરાનો હાર.

( પુરૂષાર્થ પ્રકાશ ) ( દોહા )

કર્મ હેતુ હરી તન દીયો, તાતેં કીજેં કાજ;
દૈવ થાપિ આલસ કરે, તાકો હોય અકાજ૦ ૧
કેસા હોય સમર્થ કોઉ, બિન ઉદ્યમ દુઃખ પાય;
નિકટ અશન બિન કર ચલે, કહો કિમ મુખમે જાય૦ ૨
કીન્હે બિના ઊપાય કછુ, દૈવ કબહું નહીં દેત;
ખેત બીજ બોવે નહીં, તો કિમ કરી જામે ખેત૦ ૩
કર્મ કરત ફલ હોત હૈ, જો મન રાખે ધીર;
શ્રમસેં ખોદત કુપ જયોં, થલમે પ્રગટત નીર૦ ૪

---

( શ્રી વૈરાગ્ય દર્શન ) ( દોહા )

ઘર ન્યારે મગ એક હૈ, મિલ્યો બટાઉ વાસ;
ભાવે અબહીં બીછડો, ભાવે કોશ પચાસ૦ ૧
એક દિન લોક કુટ બતે, આખર બિછુરન હોય;
તાતે હમ મમતા તજો, સદા ન જીવે કોય૦ ૨

---

( શ્રી વૈકુંઠ માર્ગ ) ( સોરઠો )

જબ પાયો સતસંગ, ચડયો માર્ગ વૈકુંઠકો;
જા દિન મિલ્યો કુસંગ, તા દિન જાનો ગિર પર્યો૦ ૧

---

( ઠડા પોરના ગપાટા )        ( કવિત )

ક્યાને બગમ હમ, ક્યાનો ન શ ર્ખ્યો,
ક્યાને કે વ્યાહમે, હમ ગએતે ઉતાવ,
ક્યાનેકી નીકી નાર, કયાનેમા એતા વન
ક્યાનો હમ વસ્તુ પાઈ, મેર મ ર ભાને,
એસી એસી કથા ડગી, જનમ ગમાઈ દેત,
વાકી બાત ડોની તામે, તાકુ કહા બાને,
કહે હરીદાસ, હ રી નામકુ બિસારી દેત,
તાહી તે પરગો, જમ કિ કરકે ગાનરે૦ ૨

---

( કેમ મરણુ નથી કે ? )        ( સવૈયો )

ચોકડી બીતે એકોતરહી તબ ઈંદ્રકી આયુષ હોત પુરાગી,
ઈદ્રચતુર શ જો ચની જાતહીં, બ્રહ્માકો એક દીનસ ભયોગી,
એતમમકુ ડર કાનરો લાગત, કયો હરીનામ તુ સોને સુખાગી,
તુર ઝમી આયુષપાઇ ચઢયો મદ, જીવ નહી ડર ગખે અનાડી ૧૩

---

( પરનારી નિષેધ )        ( સવૈયો )

જો કોઉ કાહુકી નીકી તિયા તકી, લેત આલિંગન કામકે મારે,
તાકો આલિંગન વર્મ લેવાનત, લોહકે સ્તભ તપાયકે ભારે,
આખીનમે કહુ કાટે ચુભાવત, જો પરનારી કુદ્રષ્ટ નીહારે,
યો હરી ાસ ડયો રૂપીનાર , કીજીએ કર્મ વિચારીકે પ્યારે૦ ૧૪

---

( કચ્છી ભાષામાં સવૈયો )

જોંઆંણુંજે મન નિજ, ફિરે રુંઢ અંધા થેઆ,
વિચારે કી ડિસે નથા, ગરીને ડ સારીનતા;
વિસવાસ રખે તે ડે, સારે કુટે ટાર કરીન,
નકો પિંઢ ખાઇ, તેજે ખાતે ખોટ ઉથારીનતા;
જેંકે તેકે લૂંટે, ગર ભરે કરે મની મુંજો,
સે તાં છડે વેંધા, સેત્ત ધિલમે વિચારીનતા;
સાંજનચે એડા નર, ઢ્યા વેંણુ ફિરે ગણા,
સંતે જો ન સંગ કરીન, હરી નં સંભારીનતા૦ ૧

( શ્રીકૃષ્ણ સ્તુતિ ) ( કચ્છી કાફી )

મોવન મેહેર કજા, વાલભ સુંતે મોવન મેહેર કજા૦ ટેક
કલજુગ જેડો કૂડો જમાનું, તેમે રખજા લજા૦ વાલંભ૦ ૧
ભવસાગરમે આસરો આંજો, સાંવરા સાય કુજા૦ વાલંભ૦ ૨
તર ધો તારૂંક ધીએ આવ્યો, બઉનાંમી બાંહે દિજા૦ વાલં૦ ૩
સતગુરૂ શરણે હરદાસ ચએતો, અવચળ નાં આંજો દિજા૦ વા૦ ૪

---

# श्री महामंत्र

ભજ મન ગોવિંદા, ગોવિંદા,
ભજ ગોવિંદા ગોવિંદા;
અબ છોડ કુફંદ કુસંગા,
અરે અબ છોડ કુફંદ કુસંગા;
ભજ મન ગોવિંદા ગોવિંદા૦ (નૃત્ય) ૧]

---

( બોલો શ્રી કૃષ્ણચંદ્રકી જે. )

# લવાજમની પોંચ

| રૂપીઆ. | નામ. | નકલો. |
|---|---|---|
| ૨૦ | શ્રી અખંડ પ્રૌઢપ્રતાપ નેકનામદાર કચ્છપતિ મહારાજાધિરાજ મહારાઓ શ્રી ખેંગારજી "સવાઈ બહાદુર" રાજધાની (કચ્છભુજ.) | ૧૬ |
| ૨૦ | શેઠજી સાહેબ શેઠ શીવલાલ મોતીલાલ | ૧૧ |
| ૧૦ | શેઠ પ્રેમજી ત્રીકમદાસ .. ... ... | ૫ |
| ૪ | શેઠ મથુરાંદાસ તેજપાલ ... | ૨ |
| ૨ | શેઠ નરસી ખટાઉ સુત લાલજીભાઇ કુંવરજીભાઇ. | ૧ |
| ૨ | પંડિતજી મનસુખરામભાઈ સુરજરામભાઇ .. | ૧ |
| ૨ | પંડિત વિઠલજીભાઇ કેશવજીભાઇ ઇંગલિશ માસ્તર. | ૧ |
| ૨ | પંડિત જમીયતરામભાઇ જીવણરામભાઇ ઝો. શ્રી ભુતેશ્વર પુસ્તકાલયનાં સેક્રેટરી સાહેબ. . | ૧ |
| ૨ | શેઠ હીરજીભાઇ પુંજાભાઇ માસ્તર .. | ૧ |
| ૨ | પંડિત મણીશંકર માધવરામ ... . | ૧ |
| ૨ | શેઠ ખટાઉ લધા .... . .. | ૧ |
| ૨ | શેઠ વિસનજીભાઇ જેરામભાઈ . ... | ૧ |
| ૨ | સતસંગી રવજીભાઇ દેવજીભાઈ . ... | ૧ |
| ૨ | શેઠ લાલજીભાઈ ભીમજીભાઇ ... . | ૧ |
| ૨ | શેઠ ત્રીકમદાસભાઇ મુલજીભાઇ ... .. | ૧ |
| ૨ | કવિ પ્રેમજીભાઇ ખેતસી ભાઇ . .. | ૧ |
| ૨ | પંડિત કેશવલાલભાઇ કાશીલાલભાઇ. . | ૧ |
| ૨ | શેઠ કેશવજીભાઇ નથુભાઈ ... ... | ૧ |
| ૨ | શેઠ રણછોડદાસ હાસજી ... . . | ૧ |
| ૨ | શેઠ કલ્યાણજી મથુરાંદાસ .. .. | ૧ |

(જગા ચોકાર થવાથી ઘણાં નામો રહી ગયા છે.)

મુદ્રક—"હિંદુસ્થાન પ્રિંટિંગ" પ્રેસ.

॥ॐश्री आनद स्वरूपायनम ॥



श्री



# આનંદ સાગર.



THE OCEAN OF PLEASURE

વર્ષ ૨ જુ    નવેમ્બર ૧૮૮૬    તરંગ ૧૧ મો

## श्रीप्रसगानुक्रम दर्शन



પાનુ તો ફેરવો

( બોલો શ્રી રામચંદ્રકી જે. )

# * ॥ श्रीमंगलमणी ॥ *

(શ્રી વિષ્ણુ પરમાત્માનુ ધ્યાન)

शान्ताकार भुजगशयन पद्मनाभ सुरेश
विश्वाधार गगनसदृश मेघवर्ण शुभांगम् ।
लक्ष्मीकान्त कमलनयन योगिभिर्ध्यानगम्य
वन्दे विष्णु भव भयहर सर्व लोकैकनाथम् ॥ १ ॥

---

(શ્રી આનંદ ફળશ્રુતિ)   (દોહક છંદ)

आनन्द आनद आनद भक्ति, आनद आनद आनद मुक्ति ॥
आनद आनद आनद व्यक्ति, आनद आनद आनद शक्ति २

---

(શ્રી જગનનાથજીની ઝાખી)   (ઢાલ હીંચનો)

આજની ઘડીરે ધન, આજની ઘડી,
અમે નિરખ્યા જગનનાથ, ધન આજની ઘડી૦ ટેક

વર્ણ અઢારે એકઠા જમે, રૂડી રીતડી,
એક બીજાના મુખમા આને પૂરણ પ્રીતડી૦ આજ૦ ૧

જગનો જીવન જોઈને જોયુ, ભરી આખડી,
મુખડુ દીઠે પાતક નાસે, છાતડી ઠરી૦   આજ૦ ૨

રાત દીવસ હૃદયમા રાખુ, મેલુ નહી ઘડી,
દાસ વેગના સ્વામીની સાથે, જીવની જડી૦ આજ૦ ૩

( શ્રીકૃષ્ણ ભક્તિ ) ( રાગ પ્રેમપ્રભાત )

જાગીએ બ્રજરાજ કુવર નંદકે દુલારે,
નંદકે દુલારે માત યશોદાકે પ્યારે;
જાગીએ બ્રજરાજ કુવર નંદકે દુલારે૦ ટેક
સુરજ ઊગો પ્રાત ભયો, છિપ ગયે સબ તારે;
ચંદ્ર કળા હીન ભઈ, સુરજકે અજવારે૦ જાગીએ૦ ૧
મથુરાંમે જન્મ લીઓ, ગોકુલ સધારે;
કંસકો નિરવંસ કીઓ, પૂતના પછારે૦ જાગીએ૦ ૨
બ્રજપર જબ ઇંદ્ર કોપ, ગુવાલ બાલ હારે,
પ્રભુજી પતિત પાવન, અવીચલ બ્રદ પારે૦જાગીએ૦ ૩
જમુનામે ગેંદ પડી, ગુવાલ બાલ હારે;
કાલીનાગ નાથ્યો તાતેં, કૃષ્ણ ભયે કારે૦ જાગીએ૦ ૪
અસુરનકો નાસ કીઓ, દેવતા સુધારે,
સૂર શ્યામ શરણ સાર, દીજીઓ હમારે૦ જાગીએ૦ ૫

—o—

( શ્રીરામ ભક્તિ ) ( રાગ પ્રેમ પ્રભાત )

જાગીએં રઘુનાથ કુંવર પંછી વન બોલે;
પંછી વન બોલે લાલ, ચિડીઆ વન બોલે૦જાગીએ૦ટેક
પ્રાત ભાનુ પ્રગટ ભયો, રજનીકો તિમિર ગયો;
ભમર કરત ગુંજગાન, કમલ દલ પ્રફુલે૦ જાગીએં૦ ૧
ચંદ્ર કીરણ શીતલ ભઈ, ચકલી પીઆકું મિલન ગઈ;
અતિ સુગંધ અતિ સુગંધ, પવન મંદ દોલે૦ જાગી૦ ૨
તુલસીદાસ અની આનંદ, નિરખત મુખારવિંદ;
દીનકું પ્રભુ દેત દાન, આનંદ અમોલે૦ જાગીએ૦ ૩




## ~ श्री होलीनो आनंद रग ~

वाके चूके वचनकों, करत शुद्ध मज्जन,
ग्यल जिन प्रेमी प्रेमसों, पावत होत प्रसन्न ।

આગ પરમ પ્રેમપોષક પ્રીય બ ધુઓ !! શ્રી હોલીના મોહોટા તેહેવારના દીવસોમા મોટોટી દાહાપણવાળા મહાજનોના ટોકગ ઓ નિર્લજ પણેથુી બીભત્સ વાક્યો બકે છે, તેને બદલે પરમેશ્વર પરાયણ વાક્યો બોલતા હોય, તા કેટનો મોટોટો સુજ્ઞ સાભળ નારાઓને આન દ થાય વારુ?

પરમેશ્વર જે સર્વ શક્તિમાનછે તેના ઉપકારો આપણા ઉપર નિરતર ચાલુજ છે – આએ પચ તત્વનો બનાવેલો પૂતળો જેમા પ્રાણ, મન બુદ્ધી, ઇદ્રીઓ વિગેરે તમામ સગાત રૂપ અવયવ સમૂહ, એનોજ સત્તાથી ચાલી રહ્યોછે, એટલે પોતાનો વ્યવહાર કરી રહ્યો છે, જેની સત્તા વિના બિલકુલ સર્વ વ્યવહાર અસભવ છે એના પરમાત્માના નિરતર ચાલુ ઉપકારોનો મનુશ્યને અવશ્ય અને વિશેષ કરીને સ્મરણ ભુલવો જોઈએ નહીં, તે છતા અફસોસ કે તેમ કરવાને ઘણા મનુશ્યો આળસુ અને બેદરકાર રહીને પોતાનો અમુલ્ય આયુષ્ય, નાશવત અને તુચ્છ એવા વિષયીક પદાર્થોના સ્મરણમા વૃથા ગુમાવે છે જન્મ મરણરૂપી દુ ખ જે અત્યત મહાન છે તેથી છુટવાને, અને અખડ સુખને પ્રાપ્ત થવાને જે સાધનો છે, તેમા પ્રવૃત થઇને પરમેશ્વરમા અનુસધાન પૂર્વક એકાગ્રતાથી લક્ષ લગાડીને મુક્તીનુ પારમાર્થિક સુખ ભોગવના, આએ મનુશ્યનુ

તન પરમેશ્વરે નિરમાણ કરેલું છે. એ પરમેશ્વરની આજ્ઞા તોડીને અજ્ઞાનકૃત અભિમાન અને કામ ક્રોધાદિકમાં ફસી જઇ, કરવાનુ જે કામ તે જો ભુલી ગયા તો શું નફો મેળવ્યો? નફોતો ન થયો પણ ઉલટો જેનો મૂલ્ય નથી એવો અમુલ્ય આયુષ્યરૂપી મોહોટો ખજીનો વિષયફંદમાં લપટાઇને ગમાવે છે, એવા મનુશ્યોને ખરેખર ધિક્કારવો જોઈએ; કેમકે જેણે પોતાને યોગ્ય અને કર્તવ્ય કામ ન કર્યું. જુઓ પુરૂષાર્થથી પરમપદ પ્રાપ્ત થાય છે, એવો સર્વ શાસ્ત્રો અને અનુભવી વિદ્વાનોનો સંમત છે; પ્રથમ જે ગ્રંથોથી થોડા વખતમાં ઘણો લાભ થતો હોય, એવા ગ્રથો ધ્યાન રાખી વાંચવા અથવા સાંભળવા, અને તેનો પાછો વિચાર કરીને તેમાંથી સાર માત્ર ગ્રહણ કરી, તે પ્રમાણે સ્થિતી કરવામાં પોતાનો અમુલ્ય વખત ખરચવો; એનું નામ પુરૂષાર્થ સમજવું. શરીર જ્યારે ઉંધે મસ્તકે માતાના પેટમાં ટીંગાઇને રહેલું હતું તે વખતના દુઃખનો શું પાર હશે? એવા દુઃખમાં સાહ્યતા કરનાર પરમેશ્વરની સાથે આપણે પરમ વિનંતીથી કરાર કરેલો છે, કે હું તમોને જરા વાર પણ ભુલીશ નહીં, તમે દીનદયાળ આ પ્રસંગે દુઃખથી છોડાવો હું તમને ભુલીશ નહીં. એવી રીતનો કરેલો કરાર, આપણને શાસ્ત્રનાં ગ્રંથો અને સજ્જનો યાદ કરાવી આપે છે. માટે નિરંતર પરમેશ્વર તથા તેની આજ્ઞાને ન ભૂલાય તેવોજ યત્ન કરવો તેથીજ સર્વ દુઃખોની નિવૃતી થાય છે.

પરમેશ્વરની આજ્ઞારૂપ શાસ્ત્રો કલ્પવૃક્ષની પેઠે, જેવો જે અધિકારી તેની તેવી કામનાને પ્રાપ્ત કરાવે છે, પણ મુખ્ય એટલું ?. અંતઃકરણ વિકારો વિનાનું સ્વચ્છ હોવું જોઇયે; એવા નિ-

મેળ ભક્તિવાળા વિવેકી મનુશ્યો વિરળા હોય છે, પણ ઘણુ કરીને દેખાદેખીવાળા દાભિકો દેખાય છે, તેઓ પરમેશ્વરના સુખરૂપ પરમ પદને પ્રાપ્ત થવાને લાયક કેમ થાય?

——o——

# * श्री परम प्रश्नोत्तर मणी *

——o——

પ્રશ્ન—ત્રણ પ્રકારની તૃષ્ણાઓ મુખ્ય કરીને બધનકારક ગણાય છે તેનો ખુનાશો શુ?

ઉત્તર—પ્રથમ તો પૈસાની તૃષ્ણા, જેને માટે હજારો અનર્થો કરવામા, પૃથ્વિપરનો મનુશ્યોનો મોહોટો ભાગ મસગુલ રહેવો છે, બીજી પુત્રની તૃષ્ણા, તેમા સ્ત્રીની તૃષ્ણા અતરભુત આવી ગઇ, અને ત્રીજી લોકમા માન અને બડાઈ વિગેરેની મળીને ત્રણ પ્રકારની તૃષ્ણા, શાસ્ત્રોને વિષે બધનકારક એટલે દુખરૂપ ગણેલી છે

પ્રશ્ન—સમારને સમુદ્રરૂપે વર્ણન કરેલો છે તેનુ કારણશુ?

ઉત્તર—સાભળો —

## ॥ श्लोक ॥

॥ ससार समुद्र रूपेण । मच्छ रूपेण मानवा ॥
॥ जजाल जाल रूपेण । काल रूपेण धीवर ॥ १ ॥

અર્થ—જેમ સમુદ્રને વિષે પારાધીઓ જાળ નાખીને માછનાઓને પકડે છે, તેમ સમાગરૂપી સમુદ્રને વિષે કાલરૂપી

પારાધિ માયિક જંજાલ રૂપી જાલ પસારીને વિષયાંધ માનવરૂપી માછલાઓને સપડાવ્યા કરે છે.

**પ્રશ્ન**—કાલ રૂપી પારાધીનાં સપાટામાંથી છુટવાને સેહેલો ઉપાય શું છે?

**ઉત્તર**—કાલરૂપી પારાધીના સપાટામાંથી છુટવાને સેહેલો ઉપાય એજ છે કે, તેણે પસારેલી જંજાલ જાલમાં શબ્દાદિક વિષયોરૂપી માયિક મીઠાસનેવિષે આસક્ત ન થતાં, જ્યાં કાળની પણ ગતિ નથી, એવા પરમાત્મ ભજનમાં લાગવું જોઇએ કેમકે—

દોહા.

અલી પતંગ મૃગ મીન ગજ, એક એક રસ આંચ;
તુલસી વાકી કાૈન ગતિ, જામેં વ્યાપત પાંચ૦ ૧

**અર્થ**—હરણીઆં શબ્દ વિષયમાં આસક્ત થવાથી પારાધીને હાથે મૃત્યુને પામે છે, તેમ હાથીઓ સ્પર્શ વિષયાસક્તિમાં મૃત્યુ પામે છે, પતંગીઆઓ રૂપ વિષયમાં મરે છે, માછલું રસવિષયમાં મરે છે, અને ભમરો સુગંધમાં આસક્ત રહી મૃત્યુને પામે છે. તો તુલસીદાસજી કહેછે કે, પાંચ વિષયોમાં આસક્તિવાન પરમેશ્વરથી વિમુખ હશે તેના તો કેવા હાલ થશે.—તે કાંઇ કઇ શકાતું નથી.

**પ્રશ્ન**—દુઃખરૂપ જગતમાં સુખરૂપ થઇને કેમ રેહેવાય?

**ઉત્તર**—(આવતા અંકમાં યાદ રાખીને વાંચશો.)

॥ नारायण ॥

# * શ્રી पतिव्रता पारसमणी *

ગયા મમા તરગમા ઠેને જણાવેલુ છે કે, સ્ત્રીઓને વાસ્તે તેઓના પતિઓએ કેવી મભ્યતાથી સુશોભિત નીતિ પાવન કરવી જોઇએ, તેનો ખુનાસો અગીઆરમા અકમા નિવેદન કરો ાુ, એ પ્રકારની કબુનાત પ્રમાણે આ પ્રસગે નીચેના વાકયો વિવેકી વાચન રા ભાઈઓને માટે આન થી અર્પણ કરૂ છુ

ધ્યાનમા રાખવુ કે, સ્ત્રીઓને વાસ્તે સ્વતંત્રપણુ આપણા શાસ્ત્રમા મના લખેન ઠે અને તે બાબતમા પ્રમાણો એજ પ્રસગમા ગયા અ ટમા ભાઈઓની હજૂરમા નિવેદન કરી ચૂકયો છ ઉ

બાળપણમા માતા પિતાના સ્વાધીનમા, યૌવનમા, પતિના સ્વાધીનમા, અને વૃદ્ધાવસ્થામા પુત્રોના સ્વાધીનમા, એવી રીતે સારૂ વર્ણન ક ુ ઠે, માટે પુ ષોએ સ્ત્રીઓને મર્ ા સ્વાધીન રાખની સ્ત્રીની પ્રસન્નતા નીતિની રીતિથી રક્ષણ કરવાની ફરજ તેણીના પતિની ઠે, સ્ત્રીઓની નીતિ ી રીતીથી રક્ષા કરવાવી પોતાના કુળની અને વર્મની રક્ષા સદવ તત્તેમય રહે ઠે યા૰ રાખવુ કે નીચે લખેની છ બાબતોથી સ્ત્રીઓને દૂષણ ઉત્પન થાય ઠે માટે તે બાબતોથી હમેશ હુશીઆર રેહેવુ, જુઓ શ્રી મનુસ્મૃતિના અધ્યાય નવમામા શ્લોક ૧૩ મા વિષે શુ કહેલુ છે

## ॥ श्लोक ॥

पान दुर्जन ससर्ग पत्याच विरहोटनम्,
स्वप्नोन्य गेहवासश्च नारीणा दूषणानी षट्॥ १ ॥

અર્થ-એક તો મદ્યાદિક નસાખાજી વસ્તુઓનું પાન કરવુ, બીજું દુષ્ટ સ્ત્રીઓ અથવા દુષ્ટ પુરૂષોસાથે સંસર્ગ કરવો, ત્રીજું નાચ તમાસામાં જ્યાં ત્યાં અને જ્યારે ત્યારે રખડવું, ચોથું પતિથી એલાહેદા જુદા ઘરમાં એકલુ રેહેવું, પાંચમુ પોતાના ઘર શિવાય રાત્રીના બીજાને ઘેર નિવાસ કરવો, અને છઠુ સમય વગર અમર્યાદપણે શયન કરવું, એ છ બાબતો સ્ત્રીઓને વાસ્તે મહાન દૂષણરૂપ છે.

સ્ત્રીઓને વાસ્તે વસ્ત્ર વગરનું સ્નાન કરવું, અને ઘરનાં ચાઠ ઉપર બેસવું,એ પણ દૂષણો ગણેલા છે.સ્ત્રીઓને વાસ્તે"એકાંત" અત્યંત કરીને જોખમ કારક છે માટે "ચેતનાસુખી તે સદાય સુખી."

સર્વે સ્ત્રીઓ ઉત્તમ વર્ગમાં ગણવાલાયક હોતી નથી કેમ કે.-

( ચોપાઇ છંદ )

નારી સ્વભાવ સત્ય કવિ કહહી, ઔગુન આઠ સદા ઉર રહહી;
સહસા અનૃત ચપલતા માયા, ભય અવિવેક અશોક અદાયા૦

અર્થ-પરિણામ વિચાર કર્યાવગર પગલું ભરવું, ખોટું બોલવું, કપટ કરવું, માયા દેખાડવી, મુરખાઇ, અતિ લોભપણું, અશૌચપણું, નિર્દયપણું મલીને આઠ પ્રકારના અવગુણો વર્ણન કરેલા છે. તેને વિષે પ્રમાણ.

॥ શ્લોક ॥

कपटं साहस माया, मुर्खत्वं अतिलोभता;
अशौचत्वं निर्दयत्वं स्त्रीणां दोषःस्वभावजं ॥ १ ॥

અર્થ-ઉપર જણાવ્યા પ્રમાણેજ.

એ પ્રકારનાં સ્ત્રીઓનાં સ્વભાવનેવિષે રહેલા દોષો સબંધી

વિચાર કરીને શ્રી મનુજી મહારાજે પોતાની સ્મૃતિમા અધ્યાય નવમે શ્લોક ૧૬ મેલખેલુ છે—

## ॥ શ્લોક ॥

एवं स्वभावं ज्ञात्वासां, प्रजापति निसर्गजम्।
परमं यत्न मातिष्ठेत्पुरुषो रक्षणं प्रति ॥१॥

અર્થ—શ્રી વેદાધિપતિ સાક્ષાત્ બ્રહ્માજી પરમાત્માએ એ પ્રકારના સ્ત્રીઓના સ્વભાવો જાણીને પુરુષો માટે લખેલુ છે કે, પુરુષોએ નીતિની રીતિ સહવર્તમાન મહાન પ્રયત્નથી સ્ત્રીઓની સારાપેઠે રક્ષા કરવી,

સ્ત્રીઓનો સ્વભાવ એવો હોય છે કે, જેવા સ્વભાવ વાળાની સાથે ગોઠવાનુ માહાત્મ્ય પાડે છે તેવી તેની પ્રકૃતિ બની જાય છે, આગનાના દોષો એમા સ્વભાવને વિષે પ્રવેશ થઈ જાય છે, માટે કુળવાન સ્ત્રીઓના પતિઓએ કોઇ નીચ સ્ત્રીઓની સોબત ન લાગે તેવી રીતે રક્ષા કરવી, કેમકે સ્ત્રીઓનુ સ્વભાવ ચંચળ છે, જો નિંદિત સંગ થયો તો ઉત્તમ કુળને મોટોકુ કષ્ટકારક કલંક લાગ્યાશિવાય રહેતુ નથી, જેમ ઉત્તમ એવુ કામધેનુનુ દુધ હોય ને તેને મોહાના પાનનુ સંયોગ થાય તો અવશ્ય કરીને દુધ ફાટી જાય છે,તેમજ સ્ત્રીઓને માટે પણ સમજીને પુરુષોએ નિંદિત સંગથી રક્ષા કરવી તેમ પુરુષોએ પોતે પણ કોઈ નિંદિત સંગ કરવો નહીં, શાસ્ત્રમા કહેલુ છે કે, વ્યભીચારીણી સ્ત્રીનો ત્યાગ કરવો, અને કડવા વચન બોલવા વાલીની શઇય્યા ત્યાગ કરવી, જોકે સ્ત્રીના સ્વભાવમા અવિદ્યા અને અજ્ઞાનથી બેશુદ્ધ પણુ પણ હોય છે, તથાપી તેનો પુરુષ પોતાના ઉત્તમ ગુણોથી ઉત્તમ પ્રકારની કેલવણી આપશે,તો તેની સ્ત્રી જરૂર કરીને ઉત્તમ

નીતિમાન થશે; કેમ કે " સગતસે ગુણ ઉપજે, સગતસે ગુણ જાય. " માટે કુસંગનો કદાપી સ્પર્શ કરવો નહી.

જે પુરૂષો વિદ્યા ભણ્યા નથી, અને સત્પુરૂષોનો અને સત્ શાસ્ત્રાનો સત્ સગ કર્યો નથી. તેઓ જાણી બુજીને પોતાની સ્રીઓને બાવાજીઓ અને સ્વામીજીઓ વિગેરે પાસે જવામાં જરાપણ અટકાવ કરતા નથી. તેમ નાચ તમાસા વિગેરે અયોગ્ય સ્થાનો વિષે વિચરવાને મનાંઈ કરતા નથી. તેથી આખરે અને દરરોજ ઘરમાં બેસીને મોટા મોટા નિસાસા નાખી નાખીને રડયા કરે છે, એવું પણ સાંભળ્યા કરે છે કે, ઘણી સ્રીઓ બાવાજી અને સ્વામીજીઓના સગથી ભ્રષ્ટ થઈ ગઇ છે, એવું સાંભળતાં છતાં પણ આંખો ઢાંકી મુકે છે તેઓએ સમજવું જોઇએ કે—

સ્રીઓ ભ્રષ્ટ થવાથી, કુળ કલંકિત થઈ જાય છે, અને તેમાંથી વર્ણસંકર પ્રજા ઉત્પન્ન થવાથો કુળનું મૂલસહિત નાશ થઈ જાય છે. આ પ્રમાણે શ્રી ભગવતગીતાને વિષે શ્રી કૃષ્ણપરમાત્માએ નિર્ણય કરેલું છે માટે પુરૂષોએ પોતાના ધર્મશાસ્ત્ર ઉપર વિશ્વાસ રાખીને તેમાં પરમાત્માએં નિર્ણય કરેલી નીતિપ્રમાણે વર્તવું જોઈએં.

સર્વ શાસ્ત્રામાં પ્રસિદ્ધ છે કે, સ્રીઓનું કલ્યાંણ કેવળ પતિની સેવા થકીજ થાય છે, માટે સ્રીઓને, અન્ય પુરૂષો જેવા કે વેરાગીઓ વિગેરેની પાસે જવા દેવો જોઇએ નહીં. જે પુરૂષો શાસ્રની નીતિ પ્રમાણે નહી ચાલતાં, ઉલટું શાસ્ત્ર વિરૂદ્ધ ચાલશે તો તેને ફળ પણ દુઃખરૂપ થશે. એ વાત હજારો દાખલાઓસાથે જાહેરમાં પણ પ્રસિદ્ધ છે.

સ્રીઓને હમેશાં એવી ઈચ્છા રહ્યા કરે છે કે, " હું સર્વદા

સૌભાગ્યવતી, ધનવતી અને પુત્રવતી ૨૯ ” આ પ્રકારની ઇચ્છા રાખનારી સ્ત્રીઓએ ધ્યાનમા રાખવુ કે, પતિની સેવાવિના, શાસ્ત્ર લખે છે કે સર્વ કરેલુ ફોકટ જાય છે

ગૃહસ્થાશ્રમનુ સુખ ઇચ્છનારા ભાઇઓએ પણ ધ્યાનમા રાખવુ કે, સ્ત્રીઓને શાસ્ત્રોક્ત કેળવણી ચાલુ રાખવાની સાથે અન્ન, વસ્ત્ર, અને અલંકારો વિગેરે વસ્તુઓથી પોતાની શક્તિ પ્રમાણે સ્ત્રીને સંતોષ પમાડવો જોઇએ

( હાલતો એટલુજ ઘણુ થયુ )

॥ नारायण ॥



## * श्री विद्यानी श्रेष्ठतारूपी मणी *

( સર્વદા સુખી રેહેવાનો સંતોષકારક મુદ્દો વિચાર )

“ શ્રી વિદ્યાની શ્રેષ્ઠતા ઉપરાંત બીજુ કાંઈ પણ શ્રેષ્ઠ નથી ” આ વચન વજનદાર થવાને ખુલાસો માલમ પડવાના સબંધમા પ્રથમ એવો એક સવાલ ઉઠેછે કે, “ વિદ્યા એટલે શુ ” તો તેના જવાબમા જાણી લેવુ કે—

( શ્રી વિદ્યાનો અર્થ )

वेदन विद्या, वा विंदते विज्ञानमनयेति,
वावेत्ति यथार्थान् ,दार्थान् अनयेति विद्या०

ભાવાર્થ—વિદ્યાનો મુખ્યાર્થ એવો છે કે, જેથકી પરમાત્મજ્ઞાન પ્રાપ્ત થાય, પરમેશ્વરનુ સ્વરૂપ ઓળખાય, અને પરમે-

શ્વરની પ્રાપ્તિ થાય, એનુ નામ વિદ્યા; અથવા જેથકી પદાર્થની યથાર્થ ઓળખાણ પડે તેનુ નામ વિદ્યા.

મનુ સ્મૃતિમાં અધ્યાય બારમો શ્લોક ૮૫ મો

## ॥ श्लोक ॥

॥ सर्वेषामपि चैतेषामात्मज्ञानं परं स्मृतम्; ॥
॥ तद्ध्यग्रं सर्व विद्यानां, प्राप्यते ह्यमृतं ततः ॥ १ ॥

ભાવાર્થઃ—સંસારને વિષે સર્વ ધર્મશાસ્ત્રોમાં માનવનાં કલ્યાણને માટે મુખ્યત્વેકરીને "પરમેશ્વરને ઓળખીને પરમપદને પ્રાપ્ત થવું" એજ સર્વથી શ્રેષ્ઠ લખેલું છે; સર્વ વિદ્યાઓમાં શ્રેષ્ઠ અને કલ્યાણ કારક એજ ઉત્તમ વિદ્યા છે, જેના અભ્યાસથી મોક્ષ પદની પ્રાપ્તિ થાય છે.

## ॥ श्लोक ॥

बाल्याच पश्चिम कार्योपि, कुर्यान श्रुति संग्रह;
न तत्र धानिनो यांति यत्र यांति बहु श्रुता ॥ १ ॥

અર્થ—બાલક જુવાન અને વૃદ્ધ થાય ત્યાંસુધી શ્રેષ્ઠ વિદ્યાનો સંગ્રહ નિરંતર કરે, વિદ્યાનો મહિમા એવો છે કે, વિદ્યાવાન જેવો પુરૂષાર્થ કરેલો હોય તેપ્રમાણે ઉત્તરોત્તર ઉત્તમ અધિકારને પામે છે. અને છેક પરમાત્માનાં સ્વરૂપને વિષે તદ્રૂપ થઇ મુક્તીનાં અધિકારને પામે છે કે. જે- [illegible]
[illegible] નહીં.

## ॥ श्लोक ॥

अनेक संशयोच्छेदि, परोक्षार्थस्य दर्शकम्,
सर्वस्यलोचन शास्त्र, यस्य नास्त्यंध एवस ॥ १ ॥

અર્થ—અનેક સનયોને નાશ કરવા વાળા અને પરોક્ષ એટલે ગુપ્ત અર્થોને પ્રગટ કરવા વાળા, એવા સતશાસ્ત્રરૂપી નેત્રો જેને પ્રાપ્ત થયા નથી તે જોકે શરીરવિષે સુરેખ નેત્રોવાળો હોય તો પણ તેને ઉપર જણાવેલા સુખરૂપ નેત્રો ન હોવાથી અનિ યાનાનને અધરૂપે વર્ણન કરેલો છે

## ॥ श्लोक ॥

पंडितेच गुणा सर्वे, मूर्खे दोषाश्च केवला
तस्मान्मूर्ख सहस्रेषु, प्राज्ञएको विशिष्यते ॥ १ ॥

અર્થ—શ્રેષ્ટ વિદ્યા સંપાદન કરનાર વિદ્વાનના અંતકરણને વિષે સર્વ સગુણો આવીને નિવાસ કરે છે, અને વિદ્યાથી રહિત મૂર્ખ જનોના અંતઃકરણમાં ઘણુ કરીને દુર્ગુણોજ નિવાસ કરે છે, જુઓ વિદ્યાનો મહાતમ્ય કે, હજારો માણસોમા જો એક પણ વિદ્યાવાન હોય છે તે સર્વથી શ્રેષ્ઠ ગણાય છે

વિદ્યાવાનોની કીર્તિ દશો દિશામા પોતાની મેળે પસરે છે, વિદ્યારૂપી ધન પામે ધાતુરૂપી દુખરૂપ વન કશા હીશાણમા પણ નથી, વિદ્યાથી ઈચ્છિત વિલાસોની પ્રાપ્તિ થઈ શકે છે, અને વિદ્યાવાનની સર્વ શ્રેષ્ટ જનો પૂજા કરે છે, જ્યારે શ્રી શુકદેવજી મહારાજ યમુનાકીનારે પરિક્ષત પાસે પધાર્યા, તે વખતે સર્વ યોગેશ્વરોએ ઉઠીને સન્માન સહવર્તમાન શ્રી આચાર્યાસન પર

બિરાજમાન કરીને હજારો રૂષીશ્વરોએ વિધીસહીત શ્રી શુકદેવજીનું પૂજન કર્યું, એ સર્વ પ્રતાપ શ્રી વિદ્યાનો સમજવો વિદ્યારૂપી ધન જેમ જેમ બીજાને આપીએ તેમ તેમ વધ્યા કરે છે. અને વિદ્યાવાન રાજાઓ તથા કારભારીઓની દેખ રેખમાં વસેલી પ્રજાઓમાના કોટ્યાવધિ પ્રાણીઓ સુખરૂપ હોય છે; એ સર્વે પ્રતાપ શ્રી વિદ્યાનો સમજવો. વિદ્યાવાન પુરૂષોને રાજ્ય રક્ષણની બાબતમાં સૌપરી અધિકારો અને લક્ષાવધી દ્રવ્ય મળે છે. એ સર્વ પ્રતાપ વિદ્યાનો સમજવો. સર્વ સુખોનું મૂળતત્વ જે વિદ્યા, તેને સપાદન કરવાને જે મનુશ્ય પુરૂષાર્થ કરતો નથી તેનો જન્મ પશુની પેઠે વ્યર્થ ગએલો સમજવો.

॥ श्लोक ॥

अजरामृतवत्प्राज्ञो, विद्यामर्थं च चिन्तयेत्;
गृहीत इव केशेषु, मृत्युनाधर्म माचरेत् ॥ १ ॥

અર્થ—બુદ્ધિમાન મનુશ્યોએ, વિદ્યા અને ધન સપાદન કરવાવખતે, પોતાને અજર અમર જાણે, અને ધર્મ કરવા વખતે એમ જાણેકે—મૃત્યુએ આવીને માથાની ચોટલી પકડી છે. અને તરત મારી નાખવા આવ્યો છે, એમ સમજીને ધર્મ કરવામાં વિલંબ કરવો નહી.

બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય અને શૂદ્ર; એ ચારે વર્ણોએ વિદ્યા સપાદન કરવી જોઇએ, પણ શૂદ્રને, શ્રી વેદ વિના બીજી સર્વ વિદ્યાઓ ભણવાને અધિકાર છે.—બાળકોનાં માબાપોએ તેઓને ઉત્તમ વિદ્યાભ્યાસ કરાવવો જોઇએ, તે બાબતમાં યાદ રાખવું કે ધર્મ વિદ્યા નાહાનપણથીજ મુખ્યત્વે કરીને શરૂ ગણવી; જેથી પરિણામે અધર્મિ નીવડવાની શકા રેહેતી નથી.

॥ નારાયણ ॥

# શ્રી વિવેકવાણી રૂપી મણી

## (શ્રી વસંત વિલાસ)

(શ્રી આનંદ દર્શન) (હોરી ૧ લી) (રાગ કાફી)

અબ ઉત્તમ નર તન પાઈ, લે શ્રીકૃષ્ણ નામ સુખદાઈ૦—ટેક
વિક્ષેપ દાયક સંગકો છાંડી, સંતોંમે કીજે સગાઈ,
જનમ મરનકો દુઃખ સદાકો, સો જ્ઞાન દે દેત મિટાઈ,
કામાદિક શત્રુ હટાઇ૦ અબ ઉત્તમ નર તન પાઈ૦ ૧
કુળ કુટુંબીસે આદી સબ હી, વો કોઈ નહીં તેરે સહાઈ,
તુ તો સદા શુદ્ધ સાધન ધારી, કરી લે સાચી કમાઈ,
તાપ ત્રય નાશ હો જાઇ૦ અબ ઉત્તમ નર તન પાઇ૦ ૨
વિષયારામી કામી નિસદિન મન, ઐસે ગુરૂ ન કહાઇ,
બ્રહ્મનિષ્ટ શ્રોત્રીય સદ્ગુરૂ, ગોધીકે શીશ નિવાઇ,
શરણ ધર મનકો જગાઇ૦ અબ ઉત્તમ નર તન પાઇ૦ ૩
સત્ય સદા સુખસાગર સાહુ, અનુભવ ઐસો દ્રઢાઈ,
સદ્ગુરૂદેવ કૃષ્ણકે રૂપકો, ભીમજી ધ્યાન લગાઈ,
મગનમે રહત સદાઇ૦ અબ ઉત્તમ નર તન પાઈ૦ ૪

---

(શ્રીકૃષ્ણ સ્વરૂપ દર્શન) (હોરી ૨ જી) (રાગ કાફી)

શ્રીકૃષ્ણ વસંત વિહારી, મનમોહન મગનકારી૦શ્રીકૃષ્ણ૦ટેક
દિવ્ય સ્વરૂપ અનંત શક્તિ વર, સૃજનહાર સુખકારી,
નિરાનંદ, નિર્લેપ નિરંજન, ચૈતનમય અવિકારી,
અજબ ગતિ નાથ તિહારી૦ શ્રીકૃષ્ણ વસંત વિહારી૦ ૧

ઇચ્છાસેં બ્રહ્માંડ બનાએ, ગુનમય તત્વ પસારી;
સરજે પાલે, ઓર સહારે, નિરખી કળા કછુ ન્યારી;
બ્રહ્મકો મહીમા ભારી૦ શ્રીકૃષ્ણ વસંત વિહારી૦ ૨
સ્થાવર જંગમ જંતુ જાતિકી, રમણિક રચના ન્યારી;
રૂપરંગ આકાર, અનોપમ, નિરખી ગયે નર હારી;
ધંન્ય તું બહુ ગુનધારી૦ શ્રીકૃષ્ણ વસંત વિહારી૦ ૩
લલિત ખેલ લીલાસેં કીનોં, મુનિ મન મોહનકારી;
જન છોટમ ઐસે પ્રભુજીકી, વારવાર બલિહારી;
ધ્યાંન ઉર લીનોં ધારી૦ શ્રીકૃષ્ણ વસંત વિહારી૦ ૪

—oo—

(શ્રી ગુરૂ સ્વરૂપ દર્શન) (હોરી ૩ જી) (રાગ ઠુમરી)

દેખો દેખો રે, કોઇ ગુરૂકે નેન, પ્યારો ખેલત હૈ ઘટ ઘટરે;
છુપ છુપ છંદ કરત મનમોહન,રમત નિરાલંબ નટરે૦દેખો૦ટેક
આપ અદૃષ્ટ દૃષ્ટકો કારન, રૂપ રચત ઝટપટ રે;
સૂક્ષ્મ સ્થૂલ કારન મહાકારન, કરત ચેતન ચટપટ રે૦દેખો૦૨
.ખ અવાજ ગગનમે હોત હૈ, ગાજ રહ્યો ઘટ મઠ રે;
ખટ ચક્રકું વેધી ચડત હૈ, જોગી જોગ કરી હઠ રે૦ દેખો૦ ૩
જલજલ જ્યોતિ નેન બિન દરસત, પરમ ધામમે પ્રગટ રે;
જન છોટમ સદ્ગુરૂ કરૂણાસે, કોટિ કર્મ ગએ કટ રે૦ દેખો૦ ૪

—·—

(શ્રી જ્ઞાન રૂપી આનંદ) (હોરી ૪ થી) (રાગ કાફી)

ખેલો જન આનંદ હોરી, ઉચ્ચાર શ્રીકૃષ્ણ કહોરી૦ ખેલો૦ ટેક
ઉતમે ગંગા ઈતમે જમુના, બીચમે ખેલ મચ્યોરી;
પ્રેમીજન ધન દેખન આએ, સ્તવન કરત કર જોરી;
દૂર ગઇ દાનવ ટોરી૦ ખેલો જન આનંદ હોરી૦ ૧

બિન કર તાન મૃદંગ બજાવત, બિન મુખ ગાવત ગોરી,
બિન તનુ તાન મિલાવત અદ્ભુત, અટકી દૃષ્ટિ મગ ડોરી;
ચિત્ત ચિદરૂપ ભયોરી૦ ઐસો જન આનંદ હોરી૦ ૨
વિશ્વ નિવાસ વિશાલ વિમલ ગુન, અચલ રહ્યો એક ઠોરી,
તાકો ધ્યાન ધરત દૃઢ મનમેં, પાતક પુંજ ગયો રી,
પુણ્યકો ઉદય ભયોરી૦ ઐસો જન આનંદ હોરી૦ ૩
સરજનહાર સદોદિત સુંદર, વ્યાપક દેવ રહ્યોરી,
જન છોટમ, પરસત વા પદકુ, તહાં મન મગન ભયોરી,
ભરમ સબ દૂર ગયોરી૦ ઐસો જન આનંદ હોરી૦ ૪

---

(મુરખને સાબાશી) (હોરી ૫ મી) (રાગ કાફી)
ફિટરે ફિટ પામર પ્રાણી,તે તો નીતિની રીતિ ન જાણી૦ફિ૦ટેક
ક્રૂર શૂર થઈ જીવ સતાવ્યા, દિલમાં દયા નવ આણી,
ધન પામી તું નડયો નિર્ધનને દુર્ગુણ છે દુખ ખાણી,
લખ્યું નહિ લાભ કે હાણી૦ ફિટરે ફિટ પામર પ્રાણી૦ ૧
પરીશા કમાતા પાપ કમાયો મુખથી વદ્યો જુઠી વાણી,
અમનને જોરે, અધટ તું આચરી, મુઓ તરીના તાણી,
મોહવશ માયા માણી૦ ફિટરે ફિટ પામર પ્રાણી૦ ૩
સરજનહાર સદા શિર ઉપર, તેને ભજ્યા વિણ હાણી,
ફોકટ ફળની આશ ધરીને, અન્ય ઉપાસન ઠાણી,
વિષયની વાત વખાણી૦ ફિટરે ફિટ પામર પ્રાણી૦ ૪
નાશી વસ્તુ અવિનાશી માની, મમત કરે મત તાણી,
કહે છોટમ શ્રુતિશાસ્ત્ર વદે તે, ઝટ લે વાત પ્રમાણી,
પામે મહાપદ નિરવાણી૦ ફિટરે ફિટ પામર પ્રાણી૦ ૫

## * વસંતનો ખીલતો ખુશબોહાર બહાર *

(શ્રી આનંદ સાગર) હોરી. (રાગ કાફી.)

પ્રભુ દરસ પરસ પ્રેમ પાવે, આવો "આનંદ સાગર" આવે૦ટેક
આનદિ જનના મનના મનોરથ, પ્રેમ પ્રીત ઉપજાવે,
આનદ આનંદ આનંદ ખેલો, અવસર આવો ન આવે,
ઉદ્ધવને શ્રીકૃષ્ણ જગાવે૦ પ્રભુ દરસ પરસ પ્રેમ પાવે૦-૧

---

## (સાંભળેલા પરચુટન ચુટકા)

(બુલબુલ બાગ) હોરી. (રાગ વસંત)

સખી તું જો એ મનોહર બાગ ફરીને, ખીલ્યો વસત બહાર૦ટેક
આંબે મોગર જૂલી રહ્યો છે, વેલો ખીલીછે અપાર૦સખી તું૦૧
જાઈ જુઈ ચંપો ચમેલી, ભમર કરે છે ગુંજાર૦ સખી તુ૦ ૨

---

## (ચરિત્ર ખેલ)

નાં ગુલાલ લાલ મોપે ડારો,
નાં ગુલાલ લાલ મોપે ડારો;
હએ ગુલાલ લાલ જેસો બદન હમારો,
નાં ગુલાલ લાલ મોપે ડારો૦ નાં ગુલાલ લાલ૦ ૧

## (પતિ વિષે પત્નિનો પ્રેમ)

કલીઆં ખુલ રહી ડાર ડાર, મેરે પીઆ મિલનકી આઇરે બહાર;
મેરે પ્યારે મિલનકી આઇરે બહાર૦કલીઆં ખુલ રહી ડારડાર૦૧

---

(શ્રીકૃષ્ણ પ્રતિ પ્રેમપત્રિકા)　　(રાગ કાફીની હોરી)

લખી ભેજે પત્ર વ્રજનારી, અતિ આનંદ મંગળકારી૦　ટેક

સ્વસ્તિ શ્રી શુભ નગર દ્વારિકા, પ્રીતમ પ્રાન આધારી,
ઉત્તમ ઉપમા યોગ્ય સાનરો, શ્રીકૃષ્ણ કુંજબિહારીકે,
ચરન કમલ બલિહારી૦ લખી ભેજે પત્ર વ્રજનારી૦　૧

ગોકુળ ગામસે લખત ગુજરીઆ, સ્વામિજીકું બિસ્તારી,
યદુનાથજી જગતકે જીવન, બાચીઓ કુંજ બિહારી,
પ્રભુ મૈ દાસી તુમારી૦ લખી ભેજે પત્ર વ્રજનારી૦　૨

ચાહે કુશળ ક્ષેમ આનંદા, આપકો આનંદકારી,
જલ ભોજનકી જતન કરેયો, ક્યા લિખો બાર મારી,
દિલાસા દેકે મુરારી૦ લખી ભેજે પત્ર વ્રજનારી૦　૩

અપરમ એક અરજ પ્રભુ ઐસી, લીજો હિરદે બિચારી,
નંદ યશોદા વેહી ભએ હૈ, આન મિનો એક વારી,
દેર મત કરીઓ લગારી૦ લખી ભેજે પત્ર વ્રજનારી૦　૪

આવત આવત લાજ લગત હૈ, કુબરીસે પ્રેમ પસારી,
લેખ લખ્યા જો લલાટ વિધાતા, કૈસે શકેગે ટારી,
શંકા મત માનો મુરારી૦ લખી ભેજે પત્ર વ્રજનારી૦　૫

સાત સોગંધ બાબા નંદરાયકે, લે આઇઓ સંગ નારી,
દેખેગી હમ ઉનકે પ્રેમકો, પ્રીતમ પ્રેમ પસારી,
કુબરી કામનગારી૦ લખી ભેજે પત્ર વ્રજનારી૦　૬

પ્રેમપત્ર ઉદ્ધવજીકો દીનો, વાચ લીઓ વિસતારી,
વ્રજકેનાથ પ્રભુ જુગત બનાઇ, કાગ નકલ ઉતારી,
સો આનંદ મંગનકારી૦ લખી ભેજે પત્ર વ્રજનારી૦　૭

# * શ્રી વિવિધ વિલાસ રુપ હીરાનો હાર. *

(શ્રી ભગવદ્દભક્તિ) (દોહા)

અરબ ખર્બલોં ધન મિલે, ઉદય અસ્તલોં રાજ;
તુલસી હરીકે ભજન બિન, સબે નરકકો સાજ૦ ૧
ચતુરાઇ ચૂલે પડી, ધિક્ક પડો આચાર;
તુલસી ભગવદ્ ભક્તિ બિન, ચારોં બરન ચમાર૦ ૨
માલા તો કરમે ફિરે, ફિરે જીભ મુખમાંહેં;
મનવો તો ચહુ દિશ ફિરે, ઐસો સુમિરન નાંહેં૦ ૩
સુમિરન ઐસા કીજીયેં, ખરે નીસાંને ચોટ;
સુમિરન ઐસા કીજીયે, જિવ્યા હલે ન હોઠ૦ ૪

---

(શ્રી વિજ્ઞાન વિલાસ.) (દોહા)

એક સધે સબહીં સધે, સબ સાધે સબ જાય;
રામ રામ યહ રટનતે, રામરૂપ બને જાય૦ ૧
મેરો ચેત્યો હોત નહીં, કાહે કરૂં મે ચિંત;
હરકો ચેત્યો હર કરે, તા પર રહું નિચિંત૦ ૨
ચાતુરકું ચિંતા ઘણી, નહીં મુરખકું લાજ;
સર અવસર જાને નહીં, પેટ ભરેસે કાજ૦ ૩
લઘુતામે પ્રભુતા બસે, પ્રભુતાસેં પ્રભુ દૂર;
કીડી મિસરી ચૂન લે, હાથી ફાકત ધૂર૦ ૪

---

( દોલત જાદાના વખાણ )　　( કવિત )

પ્રભુ પક્ષમે દ્રવ્ય જો ભાતિ લગે, વનહૈ નનહૈ તિનકે ધનકુ,
હરીનામ ગિઆરિકે નાચ નચે, જબ પ્રેમ કથા ન રૂચે ઉનકુ
મિરદંગ કહે કિં કિં કહૈ, તમ તાન કહે કિનકુ કિનકુ,
જબ હાથ પસારી કહે ગિનકા, ઇનકુ ઇનકુ ઇનકુ ઈનકુ૦　　૧

———o———

( સુખદાયક સ્વાદો )　　( કવિત )

ચશકો સ્વા સોઇ સુનીયે પગઆ કાન,
ગાનેકો સવા સોઇ હંગી ગુન ગાઇયે,
જીવ્યાકો સ્વાદ બુગે બોલીયે ન કાહુ સગ,
સપતકો સ્વાદ શીશ સમતે નિંવાઇયે,
ઘરકો સ્વા જામે એકી સપ હોઇ ચને,
દેહકો સવાદ સો નિરોગ દેહ પાઇયે,
એતે તો સુખકે સવાદ, કહત હૈ કેશવદાસ,
ખાનેકો સવાદ કછુ ભોગનકો ખવાઇયે૦　　૨

———o———

( ચતુરાઇ મહિમા )　　( કવિત )

સશીકે પ્રકાશ પાસ માણકકી કેતી જોત,
રવીકે પ્રકાશ તારા તેજ નહીં ધરત હૈ,
શૂરવીર આગે કસુ કાયર ના ઠેરત હૈં,
ભુજંગકી દ્રષ્ટ આગે દીપક ન જરત હૈ,
કસ્તુરીકી બાસ આગે કેવડો કપૂત લાગે,
ત્યો કગમકે આગે રૂપ પાની ભરત હૈ,
કહત કવી ભોજરાજ સુનતા કયુ ન કાન દેત,
ચાતુરકી ચાગે વરણ ચાકરી કરત હૈ૦　　૧

( કચ્છી ભાષામાં સવૈયા )

સતસંગ નિત કર, છદિ મન તાત પર,
ન્યાર મથે કાલ ડર, ભગવાન ભજ રે;
ધન અભિમાન ધરિન, સંત અપમાન કરીન,
પાપજા ભંડાર ભરીન, તેજો સંગ તજ રે,
છુટલ પુરૂષ વદા, જે કે આએ ગ્યાંન સદા,
વિષય ન ઈછિન કદા, તેસેં હેત કિજ રે;
ધારિ તું વૈરાગ્ય સાર, હથ હથીયાર ધાર,
દેવકૃષ્ણ સતગુરૂ વચનસે સજ રે૦ ૧

સંત એડા દયાવાન, ધીરેં ધીરે સમજાઈન,
મુરખા સે સુણી કરી, હઇએમે ન ધારીનતા;
સંત દીન ગ્યાંન બોધ, જે ભિંજ્ઞથી સુખ થીએ,
એતાં સુણી કરે કનેં, બે કનેં ઉતારીનતા;
તુચ્છ સુખ સંસાર જો, તેંલાએ વેઠા ધકા જલીન,
આતમા અખંડ સુખ, મૂંઢ સે વિસારીનતા;
સાજન ચે બુધિ હીણુ, નર ન તપાસ કરીન,
રાજ સુખ ભોગ છદે, વિની ઠગા ચારીનતા૦ ૨



# * श्री महामंत्र *

निष्ठा दृढ जरि राहे, त्रासि करील काय संसृति भय हें ॥
द्वंद्वादिक जो साहे, परमात्मा तो तिथें सदा राहे ॥ १ ॥

( બોલો શ્રી રામચંદ્રકી જે. )

# લવાજમની પોંચ.

| રૂપીઆ. | નામ. | નકલો. |
| --- | --- | --- |
| ૧૦ | શેઠ જયસિંહભાઇ હઠીસિંહ કેશરીસિંહ (શ્રી અમદાવાદના નગરસેઠ.) .... | ૫ |
| ૧૦ | શેઠ જમનાદાસ દેવીદાસ ... .... | ૫ |
| ૪ | શેઠ દુવારકાદાસ શાંમજી જાદવજી .. | ૨ |
| ૪ | શેઠ નથુભાઈ મુરારજી પુંજા ... ... | ૨ |
| ૪ | શેઠ મોતીલાલભાઈ હરગોવનદાસ (થાણાનાં નગરશેઠ) | ૨ |
| ૨ | શેઠ પરમાનંદ જીવણદાસ ... ... | ૧ |
| ૨ | શેઠ શીવજીભાઇ ધરમશી .... ... | ૧ |
| ૨ | શેઠ ઉકેડાભાઇ ખેતસી ... .. | ૧ |
| ૨ | શેઠ ગોકલદાશ દોસાભાઇ . .. | ૧ |
| ૨ | શેઠ લાલજીભાઇ જમનાદાશ .. ... | ૧ |
| ૨ | શેઠ કમલસી પ્રેમજી .... .. | ૧ |
| ૨ | શેઠ ધરમસી નારાણજી .... .... | ૧ |
| ૨ | શેઠ દામજીભાઈ શીવજીભાઇ ... ... | ૧ |
| ૨ | શેઠ નારાયણદાસ જાદવજી ... .... | ૧ |
| ૨ | શેઠ વિઠ્ઠલનભાઈ સેસકરણ .. .... | ૧ |
| ૨ | પંડિત મુલજીભાઇ દામોધર .... .... | ૧ |
| ૨ | શેઠ સામજીભાઇ દેવજીભાઈ .... .... | ૧ |
| ૨ | શેઠ મગનલાલ મનસુખરામ .... ... | ૧ |
| ૨ | શેઠ વિઠલદાસ સુંદરદાસ ... .... | ૧ |

(જગા ચીકાર થવાથી થોડા નામો રહી ગયાછે.)

મુંબઈ.—ધિ "હિંદુસ્થાન પ્રિંટિંગ પ્રેસ"

# શ્રી સુખરૂપ સુચીપત્ર

૧ શ્રી પરમાત્માની પરિપૂર્ણ કૃપાથી, પેહેલા વર્ષનો આએ છેલો એટલે ૧૨ ) મો તરંગ સાનંદ સંપૂર્ણ થયો; અને હવેથી બીજું વરસ આપણા ધર્મશાસ્ત્રનાં નિયમ પ્રમાણે ચૈત્રમાસ સંવત ૧૯૪૩ થી આરંભ કર્યો છે.

૨ પેહેલા વર્ષનાં ૧૨ ) તરંગોનું બાંધેલું તૈયાર પુસ્તક, નીચે પ્રમાણે શિરનામુ કરીને લખી જણાવ્યાથી મળી શકશે. સુશોભિત કપડાના સુંદર પૂઠાનાં શોખીનોને રૂ. ૨ ) અને સવાદસ આના પડસે; અને મનોહર મારબલનો કાગલનો પૂંઠો લેનારાઓને રૂ. ૨ ) અને સવાપાંચ આના પડસે; બાહાર ગામ વાલાને ટપાલ ખરચ જૂદો પડસે, અને પૈસા પ્રથમથી નહી મોકલનારને વેલ્યુપેએબલદ્વારા ટપાલ મારફત મોકલવામાં આવશે; અને વગર બાંધેલા છુટા ૧૨ ) અંકોનાં માત્ર રૂ ૨ ) રોકડા

૩ ગ્રાહક થવાને જેઓને અંતરમાંથી સંપૂર્ણ પ્રેમ હોય, તેઓએ રૂ. ૨ ) મોકલાવી પોતાનું નેકનામ નોંધાવવું.

છુટી નકલ મગાવનારને સવાપાંચ આના પડે છે અને બહારગામવાલાઓને વેલ્યુપેએબલ કરીને મોકલવામાં આવે છે

૪ વિષેશ હકીગત " શ્રી વાર્ષિકપત્રમા " છેલ્લે પાને ૨૮૮ મે યાદિદાખલ લખેલીછે તે વાંચો.

( ભીમજી વિ૦ પુરૂષોત્તમ. )

 ઠેકાણું:-શેઠ ઠાકરસી મુલજીની ઑફિસમાં કોટ હમમસ્ત્રીટ મુંબઇ. અથવા કોટમાં બજારગેટમાં ઠા. તેજપાલ ગોપજીનાં ઘરમાં પેહેલે મજલે. મુંબઈ.

॥ॐश्री आनंद स्वरूपायनम ॥


श्री


# આનંદ સાગર



THE OCEAN OF PLEASURE

વર્ષ ૧ લું   દીસેમ્બર ૧૮૯૬   તરંગ ૧૨ મો

## श्रीप्रसंगानुक्रम दर्शन





પાનું તો ફેરવો

( બોલો શ્રી વૈકુંઠનાથકી જે )

# * ॥ श्रीमंगलमणी ॥ *



## ( શ્રી ભગવત સ્વરૂપ દર્શન )

साज्यचेत् भगवत् स्वरूप मखिल, विश्व श्रुतौ विश्रुत,
ग्राह्यचेदखिल तमोमयमिद, यन्नश्वर यज्जड,
यस्मात् तद्दितिय मनो विरचित, सुप्तौ जड तन्मन
तस्मात् मानस वृत्ति मात्र रहितो, नह्यानुभूत्या श्रुत ॥१॥



( શ્રી આનંદ ફળશ્રુતિ )   ( દોંપક ૭૬ )

आनद आनद आनद कर्ता, आनद आनद आनद भता,
आनद आनद आनद ज्ञाता, आनद आनद आनद नर्ता ॥२॥

———— o ————

## ( શ્રી આનંદ મંગલાર્તિ )

આનંદ મંગલ કરૂં આરતી, સતગુરૂ સતની સેવા,
પ્રેમ ધરી મંદિર પધરાવું, સુંદર સુખડાં લેવા૦ આનં૦ ટેક

સકલ તીરથ સતગુરૂકે ચરણે, ગંગા જમના રેવા,
ત્રિભુવન તારણ જગત ઓધારણ, એકજ સ્વરૂપ અભેવા૦ આ૦૧

જેની સાખ શ્રી વેદ વખાણે, જીન શું જાણે એવા,
કહે પ્રીતમ જેને લગી છે વાલા, લગી હરીજન જેવા૦ આનં૦૨



( શ્રીરામ વંદન ) ( ત્રિભંગી છંદ )

જય જય ગુરૂ રામા પૂરણ કામા નિર્ગુણ ધામા નિર્નામા,
ભવ ભય ભંજક રંજક સજ્જન મન, વૈરાગ્યાદિક ગુણ ગ્રામા;
જય જય જગ તારક મારક મદ સદ, પદ રજ ભક્તન સુખકારી,
શરનાગત સતચિત સુખ બોધે કર,જનમ મરણકૃત દુખ હારી૦૧

જય જય જિજ્ઞાસૂ જનગન તારન, કારન ઇહ નર તનુ ધારી,
અદ્વૈતામૃત કૃત નિજ અનુભવ કર, ખર તર મન મમતા મારી;
જય કરૂણા સાગર નાગર નિરમલ, ખલ કલિ દોષ દુખદ હર્તા,
અનુભવકી ખાની નિરઅભિમાની, સર્વ લોક અતિ સુખ કર્તા૦૨

જય દીન દયાલા ભાલ વિશાલા, હાલ ન્યાલ મુજકૂં કર રે,
મુજપર કરૂના કર નિજકર શિર ધર, તીન તાપ મેરા હર રે;
જય નિરગુન નાથા ગાવત ગાથા શ્રુતિગન મુનિજન જિન કેરી,
મહિમા જાનિ ભાનિ અબ સબ તવ,ચરન શરન ભઈ મતિ મેરી૦૩

જયજય ગુરૂ સ્વામી અંતરજામી, અતુલિત અનુભવ હૈ તેરો,
નિજ જન જાની ગુરૂ મમ કર કરગહિ, કર અપને ચરનન નેરો;
જય જય સુખરાશી અસુખ વિનાશી, સહજ નિવાસી ગુરૂ મેરો;
નિત પ્રત ગુન ગાવત અતિ સુખ પાવત, દેવકૃષ્ણ તેરા ચેરા૦૪

—૦—

( શ્રી ગુરૂ પ્રાર્થના ) ( હરીગીત છંદ )

ગુરૂ દીન જાણિ દયા કરો, ધરિ હાથ નિજ શિર બાલને;
મુજ આપિ બોધ કુબોધ દૂર કરો, હરો જગ જાલને;
ગુરૂ વિશ્વમાં નથી અન્ય કોઈ, ઉદાર સમતુલ આપને;
મમ દુઃખિત દેખી ઉદ્ધારજો, ટાળજો મન ત્રણ તાપને૦ ૧

આ કાળ બહુ વિકરાળનો, ભય પેખિ અતિ મનમા ડર્યો,
વળી જગત દુઃખ દેખી કરી, તવ ચરણમા આવી પડયો,
ગુરૂ કષ્ટ હુ મુખથી કથી, કહુ કેટલુ તમ બાપને,
મમ દુખિત દેખી ઉદ્ધારજો ટાળજો મન ત્રણ તાપને૦　　૨

હુ કોટિ જન્મ ધરી ધરી, બહુ કરમમા અટકી પડયો,
તન ગેહ ધન અભિમાન લૈ, મદ મોહ ધરી મનમા ફર્યો,
તજી મોતી માન અમૂન મે, વિ માનિ મિથ્યા સાપને,
મમ દુખિત દેખી ઉદ્ધારજો, ટાળજો મન ત્રણ તાપને૦　　૩

હુ વિશ્વમા ભટક્યો ઘણુ, અણુ માત્ર સુખ મુજ નવ મળ્યુ,
વળી નીચ જન મુખ વચનને, સંભાળતા નિત ચિત્ત બળ્યુ,
અત હેતુ "તત્વમસી" ગ્રહી મન મંદતા પ્રભુ કાપીને,
મમ દુખિત દેખી ઉદ્ધારજો, ટાળજો મન ત્રણ તાપને૦　　૪

ગુરૂ નિંદક જન નિંદા કરે, ધરિ દોષ મુજ ગિર ઊપરે,
કરૂણાનિધે કરૂણા કરો જેમ કાજ તેનુ નવ સરે,
પણ લોક સાચુ માનિને ઘણુ પામશે સંતાપને,
મમ દુખિત દેખી ઉદ્ધારજો ટાળજો મન ત્રણ તાપને૦　　૫

ગુરૂ જાતિ કુળ પરીવાર નાર, મળી સહુ દ્વેશી થયા,
વળી નીચ જન ભેળા મળી, દિન રેન નિંદામા રહ્યા,
ગુરૂ લોકમા અપવાદ કરિ, નિજ શીશ ધારે પાપને,
મમ દુખિત દેખી ઉદ્ધારજો ટાળજો મન ત્રણ તાપને૦　　૬

એ દેનકૃષ્ણનિ વીનતી, કરૂણાલ ગુરૂ ઉરમા ધરો,
જેમ ધ્યાન તન પદ કમળનુ ચુકૂ નહીં પ્રભુ ત્યમ કરો,
એ દાન નિરભય આપજો, મુજ શીશ નિજ કર થાપિને,
મમ દુખિત દેખી ઉદ્ધારજો ટાળજો મન ત્રણ તાપને૦　　૭

( વિવેકી વૈરાગ્યવાન ) ( રાગ પ્રેમપ્રભાત )

તેજ વિવેકિ વૈરાગિ પણ તે ખરો, જેને વિષયની વાત તે મન ન ભાવે;
તીવ્ર નિરવેદ વિના ગ્યાંન વર્ણન કરે, તે વડે બ્રહ્મ સુખ હાથ નાવે૦ટેક.
મયુરનું પીછ જેમ કાક મસ્તક ધરી, અતિ ઉમંગી બહુ ચાલ ચાલે;
પણ ચેષ્ટા જાતની કાગ મેલ્યા વિના, કેકીનાં પદને કેમ મહાલે૦ ૧
અનન્ય ભાવેં ગુરૂ પાદ સેવા કરે, સ્વપ્નવત સર્વ સંસાર જાણે;
સમદમાદિ ધરે ઉદાસી થઇ ફરે, મુક્તિની આશ દ્રઢ ચિત્ત આણે૦ ૨
સરલ ભાવે અરી મિત્ર પેખે નહીં, સકલમાં એક પરીબ્રહ્મ જાણે;
સેજમાં જઇ ભળે આશ કાંઈ નવ મળે, આપ અનુભવ સુખ આપમાંણે.
સાનં ગુરૂનીં ગ્રહી ભેદ દેખે નહી, લક્ષ અલક્ષનો લક્ષ ધારે;
કહે દેવકૃષ્ણ એવા નિરમળ સંતને, મોક્ષપદ પામતાં કોણ વારે૦ ૪

( પરનારી સંગ નિષેધ ) ( પ્રભાત કનખલો. )

નારિનો સંગ રાખ્યા થકી સંતજન લોક અપવાદનેં નિશ્ચે પામે;
પ્રપંચમાં જઇ પડે મનન મનનું ટળે, જ્ઞાન ને ધ્યાન તે સર્વે વામે૦ટેક.
અસ્થિ ત્વક માંસનું પિંડ જે સ્ત્રી તણું, તેહને શ્રેષ્ઠ માની ભરાએ;
તે વડે ગુરૂ તણાં વચન તે વીસરે, મોક્ષપદ હાથથી એમ જાએ૦ના૦ ૧
મધુર મુખથી વદે ગરલ પૂરણ હૃદે, કામનાં ઓઘનો પાર નાવે;
નિકટ બેઠા થકી કામની જંતનો, અંત અવસાન તતકાલ લાવે૦ના૦ ૨
ભામિની નયન શર સર્વ વીંધ્યા ફરે, રૂષી મુની તાપસ બ્રહ્મચારી;
યોગિ યતિ જંગમ જ્ઞાનવક્તા બહુ, તેપણ તે સ્થળે જાય હારી૦ના૦ ૩
સ્ત્રી તણી જાલથી તેજ વિરલો રહે, જેણે ગુરૂ ચરણનું શરણ લીધું;
વેદનો ભેદ લે, છેદ સંશય કરી, "તત્વમસી" અમૃત શ્રવણ પીધું૦ના૦ ૪
નખશિખે નર્કનું રૂપ પ્રમદા તણું, સ્પર્શ કીધે શિર પાપ લાગે;
દેવકૃષ્ણ તને મુક્તિ પદ તો મલે, ભાંમિનિ સંગથી દૂર ભાગે૦ના૦ ૫

# * श्री परम प्रश्नोत्तर मणी *

પ્રશ્ન—દુઃખરૂપ જગતમા સુખરૂપ થઇને કેમ રેહેવાય ?

ઉત્તર—દુઃખરૂપ જગતમા સુખરૂપ થઇને રેહેવા વાસ્તે, પ્રથમ તો પોતાના મનોવેગને વિષયાસક્તિ તરફથી ખેંચી લેવાને, વિવેક, વૈરાગ્ય, શમાદિ છ સંપત્તિ, અને મુખ્ય કરીને મોક્ષની ઇચ્છા, એ ચાર સાધનો પરમ પુરૂષાર્થદ્વારા અંતઃકરણમા સતસંગ વડે સ્થિત કરીને, શ્રી આનંદસ્વરૂપ અંતરયામિ પરમાત્માનો અપરોક્ષ જ્ઞાન, જે શ્રીકૃષ્ણ ભગવાને અરજુન પ્રત્યે શ્રી ગીતાજીમા ઉપદેશ કરેલો છે, જે જ્ઞાન શ્રી શુકદેવજીએ શ્રીમદ્‌ભાગવતને વિષે પરિક્ષત રાજા પ્રત્યે પ્રતિપાદન કરેલો છે, જે જ્ઞાન શ્રી પરમાત્માએ શ્રીબ્રહ્માજી પ્રત્યે, અને શ્રીબ્રહ્માજીએ પોતાના વસિષ્ઠાદિક પુત્રો પ્રત્યે, અને શ્રીવસિષ્ઠ મુનિએ શ્રીરામચંદ્રજી પ્રત્યે, અને જે જ્ઞાન શ્રીશિવ પરમાત્માએ સનકાદિક ઋષીઓ પ્રત્યે પ્રતિપાદન કરેલોછે, તેજ જ્ઞાન શ્રીયાજ્ઞવલ્ક મુનીએ શ્રીજનક વિદેહી પ્રત્યે ઉપદેશ કરેલો છે, જે જ્ઞાન શ્રી વેદાદિક શાસ્ત્રોમા અથરવા ઋષી, અંગીરૂષી, ભારદ્વાજ, અંગીરા, શૌનક, લોમસ, પારાસરજી, શ્રીમનુજી મહારાજ શ્રી વેદવ્યાસજી વિગેરે સનાતન સંપ્રદાયના મહાન એવા ધુરંધર ધર્માચાર્યોને, મહાન પુરૂષાર્થ દ્વારા પ્રાપ્ત થએલુ હતુ, જે વડીયે તેઓ દુઃખરૂપ જગતમા સુખરૂપ થઇને જીવનમુકત થયા થકા વિચરેલા હતા, જેઓના શરણને ગ્રહણ કરનારા મુમુક્ષુજનો પણ, જે આનંદરૂપ જ્ઞાનથી કૃતાર્થ થયા હતા, તેજ જ્ઞાન સતસંગ અને સતશાસ્ત્રોથી સારીપેઠે સમજીને શુદ્ધ સ્થિતી સંપાદન કરનારાઓ સદૈવ સુખરૂપ થશે नारायण

# ॥ श्री पतिव्रता पारसमणी. ॥

( શ્રી પતિવ્રતા થવાની ઉમેદવાર બેહેનોને માટે )

( આર્યા છંદ )

પરમેશ્વર પતિ જાંણી, પરમ પ્રીતથી કરો સદા પ્રેમ;
જન્મ સફળ કરવાને, આનંદસાગર કહે કરો એમ. ૧

પરમેશ્વરની પરમ કૃપા સંપાદન કરવાથી, પરમપદની સાક્ષાત્ પ્રાપ્તિ થવામાં પણ સંશય રેહેતો નથી; પરંતુ પરમેશ્વરની પરમ કૃપા સંપાદન કરવાને પ્રથમ તો પુરૂષાર્થ પણ પરમ એટલે ખૂબ થવો જોઇએ.

આ વાતમાં એક એવો સ્વાલ ઉઠેછે કે, પરમપદ પ્રાપ્ત થવામાં પરમ સાધન જે પરમ પુરૂષાર્થ. તે કેવા અનુક્રમથી આરંભ કરવો; આ સ્વાલનાં જબાબમાં ટુંકામાં એટલુંજ સમજવું કે, "અનંત બ્રહ્માંડોનાં ઉત્પન્ન અને પાલન કર્તા. શ્રી આનંદસાગર પરમાત્માએ, બીજા સર્વેને અકળિત એવી પોતાની મરજી રૂપી માયા વડીયેં ઉત્પન્ન કરેલા અનંત પ્રાણીઓનાં કલ્યાણને માટે, જગતને વિષે જે સત્શાસ્ત્રો પરમાત્માએ નિરૂપણ કરેલા છે. તે પ્રમાણે નિષ્કપટ પ્રીતીથી વર્તવું, એનુંજ નામ પરમ પુરૂષાર્થ."

મારા મુરબ્બી ભાઇઓ અને સદ્ગુણી બેહેનો! આપણા વાસ્તે સત્શાસ્ત્રોમાં સારૂં નિરૂપણ કરેલું છે કે, પુરૂષનું કલ્યાણ કેવળ સદ્ગુરૂ સેવન દ્વારા સ્વાત્મ સાક્ષાત્કાર થકી થાય છે, અને સ્ત્રીનું કલ્યાણ પોતાના પતિની પ્રસન્નતા દ્વારાજ થાય છે.

અગીઆરમા તરંગમાં જે'ને કહેલુ યાદ આપુ છુ કે, ગ્રહ સ્થાશ્રમનુ ખ સુખ ઉ‍ત્તમ બધુજનોએ, સ્ત્રીઓને શાસ્ત્રોક્ત એવી શુદ્ધ જ્ઞાન વર્ધક કેળવણી ચાલુ રાખવાની સાથે, અન્ન, વસ્ત્ર, અને અલંકાર વિગેરે વિવિધ વસ્તુઓથી ઉત્તમ પ્રકારે પોતાની શક્તિપ્રમાણે સતોષ પમાડવો જોઈએ

પરમ પ્રમાણરૂપ સત્ શાસ્ત્રોને વિષે પરમાત્માએ પ્રતિપાદન કરેલુ છે કે, " સ્ત્રીઓનુ કલ્યાણ કેવળ શ્રી પતિવ્રતાપણુ પાલન કરવાથીજ થાય છે તેશિવાય બીજી રીતે મરજી પ્રમાણે વર્તવાથી કલ્યાણ થતુ નથી " શ્રી સ્કંદ પુરાણમાથી પ્રમાણ —

## ॥ श्लोक ॥

नास्ति स्त्रीणां पृथक् यज्ञो । न व्रत नाप्युपोषण ॥
भर्तृ शुश्रूषयैवैता । लोकानिष्टान् व्रजन्ति हि० ॥ १ ॥

અર્થ—સ્ત્રીઓને વાસ્તે પોતાના પતિની પ્રસન્નતા નિરતર સપાદન કરવા શિવાય, પોતાની મરજીથી અથવા બીજા કોઈના ભરમાવ્યા મુજબ, યજ્ઞ અને ઉપવાસ અને પૂજાઓ કરવાની મના લખેલી છે, કેવળ પોતાના પતિની પ્રસન્નતા સપાદન કરવાથીજ આ લોક અને પરલોક સુધરે છે, તો બીજી રીતે શાસ્ત્રોમા મનાઈ કરેલ છતા ફાંફા મારવાનુ મતલબ શુ ?

સ્ત્રીઓને અખંડ સૌભાગ્યવતી, ધનવતી, અને પુત્રવતી રેહેવાની ઈચ્છા હમેશ હોય છે, તો તે પ્રમાણેજ થવાને મુખ્ય સાધન શાસ્ત્રમા પતિની સેવા એજ પ્રતિપાદન કરેલુ છે, જે સ્ત્રી, શાસ્ત્ર

પ્રણિત પોતાના પતિની સેવા મૂકીને, શાસ્ત્રોમાં મનાઈ કરવા છતાં પણ બીજા ગુરૂઓ કરેછે અને તેના ભરમાવ્યા પ્રમાણે કરવા લાગી જાય છે, તો વિચાર કરો કે જે વાત પરમેશ્વરને પસંત નથી, અને કુદરતી રીતે જોતાં દુનીયામાનાં ડાહ્યા માણસોને પણ એ વાત પસંત નથી, તો તેવી રીતથી વર્તનારી સ્ત્રી ઉપર પરમેશ્વર કદાપી પ્રસન્ન પણ થનાર નથી અને ઉત્તમ ફળ પણ તેવીને મળનાર નથી.

સ્ત્રીઓએ વિચાર કરવો જોઈએ કે, પતિસેવારૂપી પોતાનું કલ્યાણ કારક મુખ્ય વ્રત મુકી દઈને બીજું વ્રત કરવું, નિયમ કરવું, મંત્ર જપવો, ગુરૂ કરવો, એ સર્વ આપણુ કલ્યાણ થવા સારૂ કરીએ છીએ, તો તેથીજ આપણનું અકલ્યાણ થતું હોય, તો પોતાના દુરાગ્રહને વિવેક વડીયે શાંત કરવો જોઇએ; કેમકે પતિથી વિરોધ કરીને બીજા વ્રતાદિક વિગેરે ગુરૂઓ કરવાથી, પરમેશ્વરનાં સત્ શાસ્ત્રોનો અપમાન થાય છે; અને તેથી કરીને તેમ વર્તનારને મોટું પાપ લાગે છે. એવાજ પાપિષ્ટ આચરણોથી બાળ વિધવાપણું અને ધન સંતાનથી રહિત થવાય છે, વિગેરે અનેક તરેનાં દુઃખો વેઠવા પડે છે, માટે જેમ સત્ શાસ્ત્રો કહે છે તેમ કરશો તેમાં તમારૂં કલ્યાંણ છે.

આ વાત લખતાં ભાઈઓને સૂચના આપવાને ઉત્કંઠા ઉત્પન્ન થાય છે કે, સ્ત્રીઓને સદ્બોધ દ્રઢ થવાનું મુખ્ય આધાર તેણોના પતિ ઉપર રહેલુ છે, પતિઓ પોતે પોતાનાંજ ધર્મ શાસ્ત્રોથી માહીતગાર હોતા નથી, તેઓની સ્ત્રીઓને સદ્બોધ દ્રઢ થાયજ ક્યાંથી? મુખ્ય કરીને એવાજ ખેદકારક કારણોથી, દુનીયામાં પાખંડો અને કુસંપોની વૃદ્ધિ થએલી છે, જેના માઠા ફળો પામનારાઓએ હવે આંખો ઉગાડીને તરત જાગૃત થવું જોઈએ.

શ્રી વૈદિક ધર્મ શાસ્ત્રોમાં, જે પાપરૂપ અને પરિણામે દુઃખદાઈ મામતો હોય છે, તેનીજ મનાઇ લખેલી હોય છે, અને જે ધર્મરૂપ અને સુખરૂપ હોય છે તેનીજ બાબતો પ્રમાણે વર્તવાને ફરમાવેલુ હોય છે માટે જે સુખરૂપ બાબતોરૂપી આંબાના જાડનુ આશ્રય મુકી દઇને, નિષેધ કરેલી બાબતોરૂપી કંટક વૃક્ષનુ આશ્રય કરનારાઓને સુખરૂપ ઉત્તમ ફળ ક્યાથી મળી શકે?

સદ્‌ગૃહસ્થો! આપણા પોતાના ધર્મશાસ્ત્રોનો જ્ઞાન મેળવવામા આપણે પોતેજ બે દરકાર રહીયે, એ શુ અફસોસકારક ન ગણાય કે? જેમ એક નેત્ર વગરનો માણસ અંધ કેવાય છે અને તે અંધ હોવાથી ઘણુ દુઃખ ભોગવે છે તેમ સ્વધર્મ જ્ઞાન રહિત મનુષ્ય, આ લોક અને પરલોકમા અતિશય દુઃખ ભોગવે છે, માટે અખંડ સુખમા નિમગ્ન થવાની ઇચ્છાવાન સદ્‌ગૃહસ્થોએ, સ્વધર્મને સમજીને શુદ્ધ નિયમો પ્રમાણે, પોતાના પ્રીય કુટુંબોમા સુખરૂપ નીતિ, ભક્તિ, અને જ્ઞાનનો ફેલાવ તરત કરવો જોઈએ.

( શ્રી આદિત્ય પુરાણનુ પ્રમાણ — )

## ॥ श्लोक ॥

नारि खल्व ननु ज्ञाता । भर्त्रा वापि सुतेन वा ॥
विफलं तद् भवेत्तस्या । यत्करोत्यु र्व दैहिकम् ॥ ७ ॥

અર્થ—આદિત્ય પુરાણમા લખેલુ છે કે યૌવન અવસ્થામા પતિની આજ્ઞાવિના અને વૃદ્ધ અવસ્થામા પુત્રને પૂછયાવિના, જે સ્ત્રી વ્રતાદિક નિયમો કરે છે તે સર્વ નિષ્ફળ થાય છે

( શ્રી હરિવંશ ગ્રંથમા લખેલુ છે કે — )

( भार्या पत्युर्मते नैव व्रतादिनाचरेत्सदा )

**અર્થ**—હરિવંશમાં સાફ લખેલું છે કે, સ્ત્રીઓએ જે કંઇ ઉત્તમ એવું નિયમ કરવુ, વ્રત કરવું, કથા સાંભળવી, એ સર્વ પતિની આજ્ઞા લઇને કરવું, પણ પતિની આજ્ઞા શિવાય કંઈ કરવું નહી.

॥ नारायण ॥

( આ પ્રસંગ બીજા વરસનાં આરંભથી પણ નિવેદન કરીશું. )



# * श्री विद्यानी श्रेष्ठतारूपी मणी. *

( સર્વદા સુખી રેહેવાનો સંતાષકારક સુંદર વિચાર. )

"શ્રી વિદ્યાની શ્રેષ્ઠતા સમાન સર્વોત્તમ સાધન સદૈવ સુખરૂપ રેહેવાને બીજુ કાંઇ પણ નથી" એવું સિદ્ધ થવામાં ગયા અંકોમાં સારીપેઠે પુષ્ટિકરણ કરેલું છે, જે વિવેકી વાંચનારા સદગ્રહસ્થોને સારીપેઠે યાદ હોવું જોઇએ.

યાદ રાખવું કે, સદવિદ્યા સંપાદન કરવામાં જે જે બાબતો વિઘ્ન કર્તા હોય, તે સર્વેનો ત્યાગ કરવો જોઇએ, કેમકે જો તેમ ન કરીયેં તો આપણો અમુલ્ય પુરૂષાર્થ નિષ્ફળ થાય છે. શ્રી મનુસ્મૃતિના અધ્યાય ૪ થામાં શ્લોક ૧૭ મોઃ—

॥ श्लोक ॥

सर्वान्परि त्यजेदर्थान्, स्वाध्यायस्य विरोधिनः ॥
यथा तथाध्यापयस्तु, सा ह्यस्य कृत कृत्यता ॥ १ ॥

ભાવાર્થ—જે જે પ્રકારે પોતાનાથી બની શકે, તે તે પ્રકારે મ વૌપગી અને સુખરૂપ વિદ્યાને જરૂર સપાદન કરવી જોઇએ, અને તેમા વિઘ્નકર્તા વિરોધી એવી સર્વે બાબતોનો પરિત્યાગ કરવાથી, પુરૂષો અને સ્ત્રીઓને કૃતાર્થપણુ પ્રાપ્ત થાય છે, જેમ થવાથી આ લોક અને પરલોકમા સદૈવ સુખી થવાય છે

શ્રી વિદ્યાનો નિરતર ઉત્કઠા સહિત અભ્યાસ કરવો, એજ પરમ ધર્મ રૂપે માનવોને માટે નિર્ણય કરેલુ છે શ્રી મનુસ્મૃતિના અધ્યાય ચોથામા શ્લોક ૧૪૭ મો —




॥ श्लोक ॥

वेदमेवाभ्यसे न्नित्य, यथा काल मतन्द्रित
त ह्यस्याहु पर धर्म्म, मुपधर्म्मोन्य उच्यते ॥ २ ॥

અર્થ—જેટલો સમય મનની હોશથી અનુકુળ થઇ શકે, તેટના સમયમા આળસ્યનો અત્યત ત્યાગ કરીને સર્વદા શ્રી વેદ વિદ્યાનો અભ્યાસ કરવો, એજ પુરૂષનુ પરમ ધર્મ છે, તે શિવાયના બીજા બધા ઉપધર્મો સમજવા

અઘોર પાપોને નિર્મુળ કરવામા મુખ્ય સાધન શ્રી વેદ વિદ્યા શિવાય બીજુ કઇ પણ નથી, માટે પોતાનો પરમ કલ્યાણ સાધ્ય કરવાને સર્વે જનોએ સ્વધર્મ પરાયણ નિષ્ઠા રાખીને, શ્રી વેદ વિદ્યા જેમ બને તેમ તરત સપાદન કરવી જોઇએ શ્રી મનુસ્મૃતિના અધ્યાય ૧૧ મા વિષે શ્લોક ૨૪૫ મો શુ બોલેછે?

## ॥ श्लोक ॥

वेदाभ्यासो न्वहं शक्त्या, महायज्ञ क्रिया क्षमाः ॥
नाशयन्त्या शु पापानि, महापातक जान्यपि० ॥ ३ ॥

**ભાવાર્થ**—શ્રી સુધર્મરૂપ વેદવિધાનાં અભ્યાસ થકી, સર્વ એવા મહાન પાપકર્મો નિર્મુળ નાશ થવાને, ઉત્તમ કર્મો કરવાની ઉત્તમ બુદ્ધિ ઉદય થાય છે, અને ઉત્તમ બુદ્ધિ વડીયેં કરીને પંચમહાયજ્ઞ કરવો, શાંત સ્વભાવ રાખવો, નિત્ય નિયમ સ્નાન સંધ્યાદિક વિગેરે સર્વ સરક્ષણ કરવા રૂપી અગ્નિથી મોહોટા મોહોટા અઘોર પાપકર્મો ખળીને ભસ્મ થઇ જાય છે.

વિધાવાન પુરૂષોનું, રાજા અને રૈયત એ સર્વે કોંઇ ઉત્કંઠાથી આદર કરે છે, અને અંતકરણથી અખંડ ઇચ્છે છે; વિધાવાન પુરૂષોને પૈસો પેદા કરવામાં ઘણું પરિશ્રમ કરવું પડતું નથી, એ વાત સામાન્ય રીતેં સર્વજનોને જાણીતી છે. વિધાવાન પુરૂષો મોહોટા કારભારોને પણ થોડાજ પરિશ્રમથી સંભાળી શકે છે, અને જે વસ્તુની ઇચ્છા કરે છે, તેને પણ થોડાજ પરિશ્રમથી મેળવી શકે છે, એ સર્વે ઉત્તમ પ્રતાપ શ્રી સદવિધાનો સમજવો.

જે મનુશ્યોં મુખ્ય વિદ્યાથી રહિત હોય છે, માટેજ તેવાઓને મૂર્ખ પંક્તિમાં ગણેલા છે. તેવા અવિદ્યાવાન જનોને થોડું અને નાનકડું સરખુ કાર્ય પણ ડુંગર સમાન દેખાય છે, અને ગુજરાન પૂરતું દ્રવ્ય મેળવવામાં પણ મોહોટું પરિશ્રમ કરવું પડે છે. જો કદાચિત મૂર્ખનું ધન મંદભાગ્યને લીધે નાશ થઇ ગયું, તો તે મહાદુઃખી અને નિરાશ થઇ જાય છે, અને અ-

હરનિસ એજ ચિંતા કરે છે કે "પાછુ ધન હુ કેવી રીતે મેળવીશ" આ પ્રમાણે શ્રી વિદ્યાવાન પુરૂષ નિરાશ થઈને ચિંતાતુર થતો નથી, વખતે મંદભાગ્યથી ઐશ્વર્ય અને ધનની હાની પણ થઇ જાય છે, તોપણ શ્રી વિદ્યાના પ્રતાપથી પાછુ ધન અને ઐશ્વર્ય મેળવવાની તેનામા સંપૂર્ણ હિમ્મત હોય છે

મનુષ્યો ઊપર ત્રણ પ્રકારનુ ઋણ એટલે કર્જ શાસ્ત્રને વિષે કહેલુ છે એક તો ઋષિઋણ, બીજુ પિતૃઋણ, અને ત્રીજુ દેવતાઓનુ ઋણ, એ ત્રણે કરજમાંથી મનુષ્ય છુટયા પછી સર્વોપરી અધિકારને લાયક થાય છે શ્રી વિદ્યાભ્યાસ કરવાથી ઋષિઋણ થકી મુક્ત થવાય છે, અને શ્રાદ્ધાદિક ક્રિયા, વિધીપૂર્વક કરવાથી પિતૃઓના ઋણથી મુક્ત થવાય છે અને યજ્ઞાદિક બ્રાહ્મણ ભોજન થકી દેવતાઓના ઋણથી મુક્ત થવાય છે, જે મનુષ્યોને પોતાને સહકુટુંબ સદૈવ સુખી થવાની ઉત્કંઠા હોય, તેઓએ સવિદ્યા સંપાદન પૂર્વક સત્કર્મો કરીને, ત્રણે ઋણ થકી જેમ બને તેમ તરત મુક્ત થઇ જવાથી મનુષ્યને કૃતાર્થપણુ સિદ્ધ થાય છે

શ્રી મનુસ્મૃતિના અધ્યાય ૬ ઠામા શ્લોક ૩૫ અને ૩૬ મો જુઓ શુ કહે છે –

॥ શ્લોક ॥

अधीत्य विधिवद्वेदान् पुत्रांश्चोत्पाद्य धर्मतः ॥
इष्ट्वा च शक्तितो यज्ञैर्मनो मोक्षे निवेशयेत् ॥ ८ ॥
अनधीत्य द्विजो वेदा, ननुत्पाद्य तथा सुतान् ॥
अनिष्ट्वा चैव यज्ञैश्च मोक्ष मिच्छन्व्रजत्यधः ॥ ९ ॥

ભાવાર્થ–બ્રાહ્મણ, ક્ષત્રી, અને વૈશ્યોએ બ્રહ્મચર્ય ધારણ પૂર્વક

શ્રી વેદવિદ્યાનો અભ્યાસ અવશ્ય કરવો જોઇએ; અને તે પછી ગ્રહસ્થાશ્રમમાં રહીને યથાવિધી શુભ કર્મ સહવર્તમાન પોતાની શક્તિ પ્રમાણે ઉત્તમ યજ્ઞાદિકો વડીયે દેવતાઓને સંતુષ્ટ કરીને, શુદ્ધ અંતકરણથી મોક્ષ માર્ગમાં પ્રીતી દ્રઢ કરવાથી મનુશ્યજન્મની સફળતા સિદ્ધ થાયછે.

પરમેશ્વરના આ પ્રકારના સુખરૂપ કાયદાઓને અનુસરીને નહીં વર્તનારા નાસ્તિક દાંભિકો, જેઓ બ્રહ્મચર્ય ધારણ પૂર્વક વેદ વિદ્યાનો અભ્યાસ પણ કરતા નથી, અને ગ્રહસ્થાશ્રમમાં રહીને યથાવિધી શુભકર્મ સહવર્તમાન પોતાની શક્તિ પ્રમાણે ઉત્તમ યજ્ઞાદિકો વડીયે દેવતાઓ અને ઉત્તમ અધિકારવાન બ્રાહ્મણોને પણ શ્રદ્ધાસહિત સંતુષ્ટ કરતા નથી, કેવળ પોતાનાંજ ઉન્મત્ત વિચારોથી યથેષ્ટ વર્તણુક અને વિવાદો કરે છે, તેઓને પરમેશ્વરની પ્રાપ્તિ તો કરોડો કોસ છેટે રહી, પરંતુ વર્તમાન જન્મને વિષે તુચ્છ એવા વિષયિક સુખોને વાસ્તે પણ ફાંફાંજ મારવા પડેછે, અને તેઓની ઉન્મત્ત વર્તણુક, વિવેકી વિદ્વાનો વજનદાર ગણતાજ નથી. શ્રી સદવિદ્યા સંપાદન કરી હોય તોજ રૂડીબુદ્ધિ ઉત્પન્ન થાય છે, અને રૂડી બુદ્ધિ વડીયે કરીને સર્વ પ્રકારની રૂડી પ્રવૃત્તિદ્વારા પરિણામે અને પ્રત્યક્ષ રૂડાજ આનંદ રૂપ ફળો પ્રાપ્ત થાય છે; માટે વિવેકી જનોએ જલ્દીથી ચેતી જઇને, સદૈવ સુખી થવાનો સુંદર વિચાર અખત્યાર કરવાની સાથે, પરમેશ્વરના પ્રતિપાદન કરેલા મોક્ષ માર્ગમાં નિમગ્ન રહી, શ્રી સદવિદ્યા સંપાદન કરવાને પરમ પુરૂપાર્થ કરવો જોઇએ.

॥ नारायण ॥

(આ પ્રસંગ બીજા વરસની શરૂઆતથી પણ નિવેદન કરીશું.)

# * श्री विवेकवाणी रूपी मणी *

(શ્રીકૃષ્ણ ભગવાનના મુખમંત્રો) (રાગ સમયાનુસાર)

જો જન ઊધો મોહે ન બિસારે, તાહે ન બિસારૂં છિન એક ઘડીરે૦ટેક
મોકુ ભજે ભજુ મે વાકુ, કન ન પડત છિન એક ઘડી રે,
જનમ મરણકો સંકટ કાટુ, રાખુ સુખ આનંદ ભરી રે૦ જો૦૧
સુમિરન કીન દ્રૌપદી રાણી, ચીર બઢાયે પ્રભુ આપ હરી રે,
મહાભારત ભગીરથ ઈંડા, રાખ લીઓ ગજ ઘંટ તરીરે૦ જો૦ ૨
ધ્રુ પ્રહલાદ રેન દિન ધ્યાવે, નૃસિંહરૂપ સો પ્રગટ કરી રે,
ખંભ ફાડ હરણાકસ માર્યો, ભક્ત પ્રહલાદકી રક્ષા કરી રે૦જો૦૩
ભજનહાર ભજુ તજનહાર તજુ એસી હમારી પરાપરી રે,
અંબરીષ ઘર ગયે દુરવાસા, ચક્ર પઠાય પ્રભૂ સહાય કરી રે૦ ૪
પાંચ પાંડવકી રક્ષા કીની, લાખા ગ્રહમા દાઘ જની રે,
સૂર કહે ગજરાજ ઓધાર્યો, દયા સિંધુ યદુનાથ હરી રે૦ જો૦૫

---

(શ્રી પ્રેમ ભકિત પ્રકાશ) (રાગ રસીલી ઠુમરી)

નાથ તુમ જાનત હો સબ ઘટકી, મીરા ભક્તિ કરે પ્રગટકી૦ટેક
ધ્યાન ધરી પ્રભુ મીરા સંભારે, પૂજા કરે અટ પટકી,
શાલિગ્રામકુ ચંદન ચડત હૈ, ભાલ તિલક બિચ બિંદકી નાથ૦૧
રામમંદીરમે મીરાબાઇ નાચે, તાન વજાડે છે ચપટી,
પાઉમે નેપુર રૂમઝુમ બાજે, લાજ સંભાર ઘુંગટકી નાથ૦ ૨

ઝેર કટોરા રાંણેજીએ ભેજ્યા, સતસંગત મીરાં અટકી;
લે ચરણાંમૃત મીરાંએ પીધું, હો ગઈ અંમૃત વટકી૦નાથ૦ ૩
સુરત ડોરિપર મીરાં નાચે, શિરપે ઘડા ઉપર સટકી;
મીરાંકે પ્રભુ ગીરધર નાગર, સૂરતિ લગી જેસી નટકી૦નાથ૦ ૪

---

( વિચિત્ર કર્મગતિ ) ( રાગ રસીલી ઠુમરી )

ઓધવજી પ્રાલભકી ગતિ ન્યારી, દેખો બાત હૃદયમે બિચારી૦ટેક૦
નિરમલ નીર ભર્યો હૈ સરોવર, સમુંદર હો ગએ ખારી;
બગલેકુ રૂપ અનુપ દીઓ હૈ, કોયલ કર દીની કારી૦ ઓધવ૦ ૧
સુંદર લોચન મૃગકુ દીઆ હૈ, બન બન ફીરત દુખારી;
મુરખ રાજા રાજ કરત હૈ, પંડિત ભયારે ભીખારી૦ ઓધવ૦ ૨
વેશ્યાકું પાટ પીતાંબર પેરન, શીલ સતીકું નહિં સાડી;
સુંદર નાર વાંજણ કર ડારી, ભૂંઢણ જણ જણ હારી૦ઓધ૦૩
સૂંમકું અન ધન બોત દીઓ હૈ, દાતાકું ન મિલે જુવારી;
મીરાં કહે પ્રભુ ગીરધર નાગર, ચરનકમલ બલિહારી૦ઓધ૦૪

---

( હરદમ યાદિ ) ( રાગ કાફીનો ગજલ )

હરદમ સાહેબ સમર લે, ક્યા બખ્ત પાયા હૈ,
ફિર હાથ નહી આવેગા, સદગુરૂ બતાયા હૈ૦ હરદમ૦ ટેક.
માદર પેદર બિરાદર, ફરજંદ ઓર જન;
સબ મુખકે હએ સગાતી, હો તું સમજ લે સજન૦ હરદમ૦૧
ગલીયાં જુ ગલીયાં ઢૂંઢતે, દેખો ક્યા બિગડ ગયા;
ટુક ચેતલે નાદાનાં, હોતેરા પેંચ ખુલ ગયા૦ હરદમ૦ ૨

ઇસ માયાકે નસેમે બરે, બેહોસ હો ગયા,
સગ કાયા ના ચવેગી, હો કયુ નીદ સો રહ્યા૦ હર મ૦ ૩
કહે કબીર ચેતને, તુ સમજાવે સજ્જન,
સાહેબકા નામ સચા હૈ, સબ જુઠા હૈ જતન૦ હરદમ૦ ૪

## ( શ્રી શિવસ્વરૂપ દર્શન )

## ( રાગ દરબારી કાનરાનુ તિલાનુ )

મુખ શિવ શિવ શિવ આચરના, શિવરૂપ સમજ દ્રઢ કરના૦ટેક
ગગ તરગ અગ શિર શોભિત, ભાળ બિરાજત ચદ્રકળા,
કઠ રૂઢમાળી માલ વ્યાલ બહુ, ભસ્મભૂત ભય હરના૦મુખ૦૧
સ્ફટિક શ્વેત વત તન કર કાન્તિ, નયન કમળ નય ધારી,
ઊમા વામ અગે સોહત જિન, અદ્ભુત્ અકળ બિચરના૦મુ૦૨
શિવ સમાધીમે નિજપદ ધ્યાવત, સો શિવ સબ ઘટ વ્યાપ રહ્યા,
દ્રશ્ય ત્યાગ સો શિવપદે દિલ ધર, ફિર ન ચોરાસીમેં ફિરના૦૩
સુછમ સ્થૂલ સત્ય સબ નાહિ, સત્ય આતમા આપ મહા,
દેવ કૃષ્ણ અનુભવ યહ ગાવત, ભીમજી સત્ય સમજના૦મુ૦૪

—o—

## ( શ્રી રામ દર્શન ) ( રાગ યથારૂચિ )

અતરકા પટ ખોલ રે તોકુ રામ મિલેગે૦ અતર૦ ટેક.
સબ ઘટ ઘટમે રામ રમૈયા, કઠિન બચન મત બોલ રે૦તોકુ૦ ૧
રગ મેહેલમે જોત જગત હૈ, આસનસે મત ડોલ રે૦ તોકુ૦ ૨
ચદસખી ભજ બાલકૃષ્ણ છબ, અનહદ બાજત ઢોલ રે૦તોકુ૦૩

(પ્રીતીનો કોલકરાર.) (કવિત)

જબ નેહ કરો તો નિભાવ કરો, અરૂ નાંહિં કરો તો અબી કહેનાં;
ફિર બાઢી પ્રીત અથાહ બધે, સુખ દુઃખ પડે સબહિં સહેનાં;
તુમ જાનત હો હમરે જીઅકી, પરિપૂરણ પ્રેમ ભરે નયનાં;
જિન નેનનસેં તુમ નેહ કરો, ઉન નેનન બીચ સદા રહેનાં૦૧

—— o ——

(કરીયે તેવું પામીયેં.) (કવિત.)

જો ઔર કીસીકા માન રખે, તો ઉસકુંભી બહુ માન મિલે;
જો પાન ખિલાવે પાન મિલે, જો રોટી દે પકવાન મિલે;
નુકસાન કરે નુકસાન મિલે; અહેસાન કરે આરામ મિલે;
જો જૈસા જિસકે સાથ કરે, ફિર વૈસા ઉસકું આન મિલે૦ ૧

—— o ——

(સંસાર સુખની શોભા) (કવિત)

ઠગ જેસે લડુવા, જ્યું ચાખતહિં મીઠા હોત;
એસેંહીં સંસાર ભોગ, પીછેં પછતાયો હૈ;
મારવેકુ ગરદન, બજાય ઢોલ લીએ જાત;
ચોરને મીઠાઈ ખાઇ, કોન સુખ પાયો હૈ;
કસાઈકો બકરો જ્યું, બકરીસું પ્રીત કરે;
જાનત નહિ કાલ મુજે, દ્રષ્ટીમે ચઢાયો હૈ;
તાતે હરીદાસ કહે, કાલકો પશુ હે જીવ;
કાહા ભયો ચારિ દિન, આછો ગાસ ખાયો હૈ૦ ૧

(કછી બોલીમેં સીખામણ) (રાગ કાફી)

અરે અભાગી, દિસેન જાગી, પરમેશ્વરકે વખાંણ,
મનીએ મૂજો, કોએ ન તોજો, જદેં છદીને પ્રાંણ૦ ટેક૦

તન ધન દાગ કુટમ કબીલા, આએ દુખેજી ખાણ
ન્યાર વિચારે મમતા મારે, છદ તુ તાણો તાણ૦ અરે૦ ૧
શરાગ્રુ તા સાગે જાણું, કર તેજો તુ પ્રમાણ,
તપાસ કર કેડી આએ કાયા, જેડો મડાનિ મસાણ૦ અરે૦ ૨
મૂરખ થી ડાં મુ જાઇ મરે તા, સમજુ સમજણ આણ
વડવાનરીઉ જી અખીણ ઢકીને, વાર વાર હેરાણ૦ અરે૦ ૩
મન મરજાધા માનું છદે તુ, સતસગત પ્રેમ આણ
સતસગતજો મહિમા ભારી, પોચે નથી જિત વાણ૦ અરે૦ ૪
સાજન ચે સતગુરૂજે પ્રતાપે, પરમેશ્વર પદ જાણ,
જનમ મરણજો ફેરાતા ફિટ થો, એડો આનંદ સુખ માણ૦ અરે૦ ૫



## ✻ श्री महामत्र ✻

હરી બોલો હરી બોલો હરી બોલો ભાંઇ,
• હરી ના બોલે તાકુ રામ દુવાઇ૦ હરી૦ ટેક
હરી હરી કહેતે કયા ફલ પાયા?
હરી હરી કહેતે નિરમલ કાયા૦ હરી બોલો૦ ૧
કાહેકુ સુનતા પઢ પઢ ગાતા,
હરી હરી કહેતે સબ કુછ હોતા૦ હરી બોલો૦ ૨
કેહેત કબીર જો હરી હરી ગાતા,
નાચત કૂદત વૈકુઠ જાતા૦ હરી બોલોહરી૦ ૩



( બોલો શ્રી વૈકુઠનાથકી જે )

## * श्री वार्षिक पत्र. *

૧ શ્રી પરમાત્માની પરિપૂર્ણ કૃપાથી, "શ્રી આનંદ સાગર" નામના માસિક ગ્રંથનો પેહેલા વર્ષનો છેલ્લો એટલે ૧૨ ) મો તરંગ, સર્વે કદરદાર એવા સજ્જન સદ્‌ગ્રહસ્થોની સેવામાં હાજર થઈ ચુકયો.

૨ પ્રથમનો વર્ષ સન ૧૮૮૬ અંગ્રેજી છે, તે પુરૂં થયું. અને હવેથી બીજું વર્ષ આપણા ધર્મશાસ્ત્રનાં નિયમ પ્રમાણે સંવત ૧૯૪૩ નાં ચઈતર માસથી આરંભ કર્યો છે.

૩ પેહેલા વર્ષનાં ૧૨ ) તરંગોનું બાંધેલુ તૈયાર પુસ્તક, તરત લખી જણાવ્યાથી મળી શકશે. સુશોભિત કપડાનો સુંદર પૂઠો જોઈશે તેને રૂ. ૨–૧૦–૩ પડસે, અને મનોહર મારબલનો કાગળનો પૂઠો લેશે તેને રૂ. ૨–૫–૩ પડસે, બાહાર ગામવાલાને ટપાલ ખરચ જુદો પડસે. વગર બાંધેલાનો લવાજમ માસ ૧૨ ) નાં રૂ૦ ૨) નામ નોંધાવતી વખતેં.

૪ "શ્રી આનંદ સાગરનાં" પ્રેમીજનોને વાસ્તે, એક આનંદકારક ચેતવણી આપું છું કે, માત્ર રૂ૦॥ માં,"શ્રી વેદાંત પદાવળી" નામનું કીમતી પુસ્તક મળી શકે છે, જે વારવાર વાંચવા લાયક છે, જેના. ખરચેલા પૈસા ખરેખર કુરબાન સમજશો,અને તેની ખૂબી જોઈને ખુશીજ થશો; ટપાલ ખરચ લેશું નહીં. મરજીમાં મોજ આવે તો મંગાવી લેશો.

. ॥ नारायण ॥

ભીમજી વિ૦ પુરૂષોત્તમ.

☞ ઠેકાણું.–સેઠ ઠાકરસી મુલજીની ઑફિસમાં કોટ હમમસીદ મુંબઈ, અથવા કોટમાં બજારગેટમાં ઠા૦ તેજપાલ ગોપજીનાં ઘરમાં પેહેલે મજલે. મુંબઈ.

## * શ્રી ભેટ દાખલ આવેના મદદગારોની પોહોંચ *

"શ્રી પ્રમાણ સહસ્ત્રી" નામનો આનંદ સંતોષકારક ગ્રંથ, હાલાઈ ભાટીઆ મ ગ્રહસ્થ ચતુર થી પંડિત શેઠ પ્રાગજી ભાઈ ઠાકરશી સુનજીએ, હાલમા પોતાની તબીયત નબળી રેહેના છતા પણ, પરમ પ્રેમથી સર્વ જનોના હિતને વાસ્તે સારીપેઠે પ્રયત્નકરી, રચી, છપાવીને પ્રસિદ્ધ કર્યો છે, જેની અંદર, સૃષ્ટિ, આચાર, અને વિચાર, એવા ત્રણ પ્રકરણોની એવીતો ઉમદા રચના કરેલી છે કે, જે વાચવાથી મૂર્ખજન પણ થોડા વખતમા થોડાજ મેહેનતથી પંડિત બની શકે, માટે સર્વ ભાટીઆ વિગેરે સ ગ્રહસ્થોને અંત કરણથી ભલામણ કરૂ છુ કે, એ ગ્રંથ અવશ્ય ખરીદવા લાયક છે કીમત રૂ ૨) છે ઠેકાણુ — ધોબીતળાવ વર્તમાન પ્રેસમા" શાસ્ત્રીજી ભગવાનજી પ્રભુરામ પાસેથી

"શ્રી વેદાંત વિનોદ" નામના ૨) અંકો પ્રકટકર્તા તરફથી મળ્યા છે, જે પ્રેમ સહિત વાચી જોતા વેદાંતીઓને વધારે પ્રેમપોષક માલમ પડ્યા છે ઠેકાણુ નિર્ણયસાગર પ્રેસ મુંબઈ

### બહાર ગામના સદગ્રહસ્થો તરફથી

| રૂપીઆ | નેકનામ | નકલો |
|---|---|---|
| ૨ | નેક નામદાર શ્રી જામંદનના દરબાર સાહેબ | ૧ |
| ૨ | શેઠ ત્રીકમદાસ રાગવજી ( માંડુગા ) | ૧ |
| ૨ | રા રા વકીલ જુગતરામ વિ૰ મુરારજી વોરા ( કંછભુજ ) | ૧ |
| ૨ | કાછીઆ દુર્લભ દયારામ હા૰ ફકીરભાઇ જીવણ (વનસાડ) | ૧ |
| ૨ | શેઠ ઉકામલ જસનમલ કસ્ટમ માસ્તર ( બેહેરન ) | ૧ |
| ૨ | શેઠ પરમાનંદ ભાઇ તેજનમલ કંધારી ( મેહેરન ) | ૧ |
| ૨ | શેઠ ચત્રભોજદાસ જરામલ કારાણી ( બેહરન ) | ૧ |
| ૨ | શેઠ થાવરદાસભાઇ જાનીમનભાઈ ( બેહેરન ) | ૧ |
| ૨ | શેઠ ધરીઆનામલ મૂલચંદ ( બેહેરન ) | ૧ |
| ૨ | શેઠ ગોપાળદાસ વિ૰ વિસનજી ( નગર ઠઠા ) | ૧ |

## લવાજમની પોંચ.

| રૂપીઆ. | નેકનામ. | નકલો |
|---|---|---|
| ૧૦ | શેઠ વિસનજીભાઇ નંદજીભાઇ ઠા. જાદુ રાગુવાલા | ૫ |
| ૧૦ | શેઠ કેશવજીભાઇ દામોદર જેરામ શીવજી | ૫ |
| ૧૦ | શેઠ જીવણદાસભાઇ ઇબજી શીવજી ... | ૫ |
| ૨ | શેઠ વિઠલદાસ કરસનદાસ ઘેલા મોતીવાલા ... | ૧ |
| ૨ | રા. રા. શેઠ જગનનાથ ગોપીનાથ . .... | ૧ |
| ૨ | રા. રાજેશ્રી ડાકટર જમનાદાસ પ્રેમચંદ . . | ૧ |
| ૨ | શેઠ મોતીલાલભાઈ ભોગીલાલભાઈ દમનીઆં . | ૧ |
| ૨ | શેઠ નાનાભાઇ દામોધર | ૧ |
| ૨ | શેઠ ત્રીભોવનદાસ ગગાદાસ | ૧ |
| ૨ | શેઠ વિસરામભાઇ પારપેઆ | ૧ |
| ૨ | શેઠ લધાભાઇ પેથરાજ . | ૧ |
| ૨ | શેઠ ઓધવજીભાઇ જેરામ. .. | ૧ |
| ૨ | શેઠ ઠાકરસી ભીમજી .. . ... | ૧ |
| ૨ | જોશી સુંદરજી વલભજી પાગડીવાલા ... | ૧ |
| ૨ | શેઠ જેરામભાઇ દેવજી , ... . . | ૧ |
| ૨ | શેઠ અમરચંદ ડોસાભાઈ ... .... . . | ૧ |
| ૨ | શેઠ મુરારજી નેણસી ... .. ... | ૧ |
| ૨ | શેઠ ઠાકરસી ગોપાલજી . ... . | ૧ |
| ૨ | શેઠ જગજીવન મુલજી .. .... .... | ૧ |
| ૨ | શેઠ જેઠાભાઇ પુરૂષોત્તમ. . ... ... | ૧ |
| ૨ | શેઠ ડારાભાઇ લધાભાઇ .. . | ૧ |
| ૨ | શેઠ રૂગનાથદાસ પરમાનંદદાસ ... . . | ૧ |
| ૨ | શેઠ વાલજીભાઈ ઇબજીભાઈ ... | ૧ |
| ૨ | સૂતાર મનજી વીરજી ... .. . | ૧ |
| ૨ | કુંભાર પરબત રાજા હા. માડણભાઈ | ૧ |



મુંબઈ:— ધિ "હિંદુસ્થાન પ્રિંટિ પ્રેસ"